*Adivasi Dance of South Gujarat*

**Compiled by**

Vikram Chaudhari, Dhiru Patel, Kulin Patel, Manoj Chaudhari

વિક્રમ ચૌધરી, ધીરુ પટેલ, કુલીન પટેલ, મનોજ ચૌધરી



**મુખપૃષ્ઠ :** દેસીંગ રાઠવા

**અક્ષરાંકન :** ભાવસિંગ રાઠવા

**મુદ્રણ સજ્જા :** નિરજ કેંગે, સંજય રાઠવા

**ફોટો ગ્રાફ :** વિક્રમ ચૌધરી, કુલીન પટેલ

**પ્રકાશક :**

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથ ધામ સોસાયટી, શ્રીનગર સોસાયટી સામે
દિનેશ મિલ પાછળ, વડોદરા
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮, ૨૩૫૩૩૪૭

**મુદ્રક :** શિવમ્ ઑફસેટ, વડોદરા

---

આ પુસ્તકના પ્રકાશન માટે આદિજાતી મંત્રાલય, ભારત સરકાર તરફથી 'સેન્ટર ઑફ એકસિલેન્સ' પ્રકલ્પ હેઠળ અનુદાન મળેલ છે.

(વિના મુલ્ય વિતરણ માટે)

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

વડોદરા સ્થિત ભાષા સંશોધન પ્રકાશન કેંદ્ર સંસ્થાની સ્થાપના ૧૯૯૬માં કરવામાં આવી હતી. સંસ્થાનો પ્રમુખ હેતુ આદિવાસી સંસ્કૃતિનું જતન કરવાનો રહ્યો હતો. સાથે સાથે જ આદિવાસી સમાજ માટે ભણતર અને વૈદકીય સેવા ઉપલબ્ધ થાય એવી પ્રવૃત્તિઓ કરવી એ પણ રહ્યો હતો. સંસ્થાની સ્થાપના કરવામાં કેટલાક ખ્યાતનામ કલાકારો અને સર્જકોએ આગેવાની કરી હતી. સંસ્થાના કાર્યનો આરંભ વડોદરા જિલ્લાના છોટા ઉદેપુર તાલુકામાં આવેલ તેજગઢ કામમાં પંચાયતે આપેલા એક નાનકડા મકાનમાં વાચનાલયની સ્થાપના કરવા સાથે થઈ હતો. ધીમે ધીમે આ વાચનાલયમાં આદિવાસી કલાકારોની અવાર-જવાર શરૂ થઈ હતી, જેના પરિણામસ્વરૂપે ભાષા કેંદ્રએ તેજગઢમાં આદિવાસી અકાદમી સ્થાપનાનું નિર્ણય કર્યો હતો. અકાદમી નિર્માણ કરવા માટે રાજ્યસરકારે સંસ્થાને યોગ્ય જમીન ફાળવી હતી. સંસ્થાના ટ્રસ્ટી મંડળે સતત પરિશ્રમ કરી આદિવાસી અકાદમીનું નિર્માણ કાર્ય કર્યુ. આ અકાદમીમાં ધીમે ધીમે દેશ-પરદેશથી જાણિતા સંર્જકો, સંગીતતજજ્ઞો, ચિત્રકાર અને અન્ય કલાકારનું આવવું શરૂ થયું. દેશના લગભગ દરેક રાજ્યમાંથી આદિવાસીઓ સાથે સંકળાયેલા મહત્વના વ્યક્તિનો સહભાગ આદિવાસી અકાદમીને મળતો રહ્યો. પ્રત્યક્ષ આદિવાસી સમાજે આદિવાસી અકાદમીને અપનાવ્યું અને બિરદાવ્યું. અકાદમીએ હાથમાં લીધેલી પ્રવૃત્તિઓમાં વૃદ્ધી થતી રહી. કલા સાથે ભણતર તેમજ ખેતી, ભંડોળ ફળિયા, કુપોષણ અને સ્થળાંતરનો પ્રતિરોધ જેવી વિવિધ પ્રવૃત્તિઓ નો ઉમેરો અકાદમીના કાર્યમાં થતો રહ્યો. ભાષા કેંદ્રની સ્થાપના થઈ ત્યારથી લગભગ દસ વરસના સમયગાળામાં આદિવાસી અકાદમીએ પોતાનું વૈશિષ્ટ્યપૂર્વ સ્વરૂપ પામ્યું હતું. આ વરસો દરમ્યાન ભાષા કેંદ્રએ દેશભરના વિમુક્ત અને વિચરતી

જનજાતીઓનું સંગઠન પણ ઉભુ કર્યું હતું અને તેમના શિક્ષણ અને વ્યવસાયના અધિકાર માટે કેંદ્ર સરકાર પાસેથી જોગવાઈ થાય તે માટે એક દેશવ્યાપી આંદોલન ઉભુ કર્યું હતું. આટલું દ નહી પણ છેક હિમાલયમાં આવેલા રાજ્યોનું મનહરી સંસ્કૃતિ આવરી લેવાની અને ત્યાંના આદિવાસી સમાજને વધારે સમજી શકાય તે માટે 'હિમલોક' નામની આદિવાસી અકાદમી જેવી જ અન્ય એક સંસ્થાના નિર્મિતીનો આરંભ કર્યો હતો. ભાષા કેંદ્રના ઉજ્વળ કાર્યને દેશવિદેશના મીડીયામાં ખૂબ સારો આવકાર મળતો રહ્યો છે. ભાષા કેંદ્રના સમગ્ર કાર્યને ધ્યાન લઈ દેશના વડાપ્રધાન માનનીય ડૉ. મનમોહન સિંગે કેંદ્ર સરકારના આદિજાતી મંત્રાલયનું ભાષા કેંદ્રને માન્યતા અને ટેકો આપવાનું સુચવ્યું હતું. ૨૦૦૭ના કેંદ્ર સરકારના આદિજાતી મંત્રાલયે ભાષા સંશોધન પ્રકાશન કેંદ્રને 'સેન્ટર ઑફ એક્સલન્સ'યોજના હેઠળ માન્યતા એનાયત કરી.

સેન્ટર ઑફ એકલન્સ યોજના હેઠળ ભાષા કેંદ્ર પાસેથી સરકારશ્રીએ એવી અપેક્ષા રાખેલ છે કે દેશભરના આદિવાસી સંગીત, નૃત્ય અને કલાનું ચિત્રાંકન, છાયાંકન અને દસ્તાવેજીકરણ કરવામાં 'ભાષા' આગેવાની લે. આરંભથી જ આ પ્રકારના દસ્તાવેજીકરણનું કામ લક્ષણીય યશ સાથે કરેલું છે, જેથી સેન્ટર ઑફ એક્સલન્સ યોજના હેઠળ ભાષાએ ગુજરાતના આદિવાસીના સંગીત અને નૃત્ય ઉપર ખાસ ભાર મુકવાનું નક્કી કર્યું હતું.  છેલ્લા દસ વરસથી ભાષાએ ડાંગ જિલ્લામાં આવેલ સાપુતારા ખાતે એક લોકમેળાનું આયોજન કરવાનું રાખ્યું છે. આ મેળો દર વરસે ૧૫મી ઓક્ટોબરના રોજે આયોજીત થાય છે અને તેમાં આદિવાસી નૃત્યપથકો ભાગ લે છે તેમજ આદિવાસી સંગીતના નમુના રજુ કરવામાં આવે છે. સાંપ્રતમાં, દુનિયાભરના સમાજશાસ્ત્રજ્ઞ અને દસ્તાવેજીકરણના તજજ્ઞો આદિવાસી સંસ્કૃતિઓનું બાહ્ય જગત પાસેથી થતા દસ્તાવેજીકરણને વિરોધ કરી રહ્યા છે. તેઓ માને છે કે દસ્તાવેજીકરણ પોતે આદિવાસી જ કરે. આ વિચાર એકદમ વ્યાજબી જ છે. એખાદ વિશિષ્ટ સંસ્કૃતિ તરફ કોઈ 'બહાર'થી જુએ તો એવા 'જોવા'નું મુલ્ય જે રીતે બે દિવસના પ્રવાસી અમુક સૌંદર્યસ્થળની મજા માણે છે તેથી વધારે નથી. છેવટે તો સંસ્કૃતિનો આદર અને સન્માન જે તે સંસ્કૃતિના વાહક એટલે કે જે તે સમાજે પોતે જ કરવો જોઈએ. ભાષા કેંદ્ર એક આદિવાસી

સંગઠન અને સંસ્થા હોવાને કારણે આ વિચારમાં દઢ વિશ્વાસ રાખે છે.

સાપુતારમાં રજુ થતા કલા પ્રકારોના દસ્તાવેજીકરણનું કાર્ય પોતે આદિવાસી કરે એવા હેતુથી ૧૫મી ઓક્ટોબર ૨૦૧૦ રોજે ભરાયેલા મેળાના દસ્તાવેજીકરણની જવાબદારી ભાષા કેંદ્રએ પ્રા. ડૉ. વિક્રમભાઈ ચૌધરી, પ્રા. ધીરૂભાઈ પટેલ, શ્રી મનોજભાઈ ચૌધરી અને શ્રી કુલીનભાઈ પટેલને સોંપી હતી. આ બધા જ આદિવાસી સંસ્કૃતિમાં જાણિતા અભ્યાસક રહ્યા છે. તેઓએ ખુબ જ મેહનત કરી દક્ષિણ ગુજરાતના સાત નૃત્ય પરંપરાઓ વિશે ખુબ જ રસપ્રદ માહિતી આપતું પુસ્તકનું સંપાદન કર્યું છે. આદિવાસી કલા અને પરંપરાનું સાતત્ય જાળવી રાખવા માટે તેમનો ગૌરવ વધારવા માટે અને દુનિયા ભરના અભ્યાસકોને આ નૃત્યો વિશે માહિતી પોહચાડવા માટે આ પુસ્તકનું મોટું મહત્વ રહેવાનું છે. આ લખી રહ્યો છું ત્યારે હું ભાષા કેંદ્રના વિશ્વસ્તપદના જવાબદારીમાંથી હું મુક્ત થયો છું. તો પણ આદિવાસી સાહિત્ય અને કલાના ભક્તના રૂપમાં આ મહત્વપૂર્ણ પુસ્તકની નિર્મિતી થઈ તેથી આનંદની લાગણી અનુભવું છું. આ પુસ્તકના ચારે સંપાદકોને તેઓએ કરેલા આ મહત્વના સાંસ્કૃતિક કાર્ય માટે હું અભિનંદન આપુ છું. આ પુસ્તક આદિવાસીની મિત્રોને ગમશે જ, પણ સાથે સાથે ગુજરાતના કલાપ્રેમી અને દેશભરના કલારસિકોને નવી જાણકારી પહોચાડશે એવો મને વિશ્વાસ છે.

**ગણેશ દેવી**

# ડોવળા નૃત્ય

આદિવાસીઓ વિશે પ્રકાશિત સાહિત્ય ઘણા ઓછા પ્રમાણમાં જોવા મળે છે. તેમાં પણ આદિવાસીઓના લોકસંગીત અંગેનું સાહિત્ય નહીંવત્ છે. લોકમેળાઓમાં આદિવાસીયોનાં લોકનૃત્યો અને એમનાં વાદ્યો જોઈને જોવાવાળાની આકાંક્ષાઓ વધતી જાય છે. આ સંગીત અને એની લોકકલા કેવી હશે ? કયાં તત્ત્વોનો ઉપયોગ કરીને એમણે આ કલાને હસ્તગત કરી હશે ? એમનું આ પ્રકારનું જ્ઞાન કેવી રીતે એમને મળ્યું હશે ? લિખિત સાહિત્ય ન હોવા છતાં એમની મૌખિક પરંપરા કેટલી સમૃદ્ધ હશે ? એવા કલ્પના-જગતમાં ખેંચી જાય તે જ સાચી કલા.

આદિવાસીઓની વસતી આખા ભારતમાં જોવા મળે છે. કાશ્મીરમાં-૮, હિમાચલ પ્રદેશમાં-૮, ઉત્તરાંચલમાં-૫, રાજસ્થાનમાં-૧૨, ઉત્તર પ્રદેશમાં-૫, બિહારમાં-૩૦, સિક્કિમમાં-૨, અરુણાચલ પ્રદેશમાં-૧૨, નાગાલેન્ડમાં-૫, મણિપુરમાં-૨૯, મિઝોરમમાં-૧૪, ત્રિપુરામાં-૧૬, મેઘાલયમાં-૧૭, આસામમાં-૨૩, પશ્ચિમ બંગાળમાં-૩૮, ઝારખંડમાં-૩૦, ઉડીસામાં-૬૨, છત્તીસગઢમાં-૪૨, મધ્યપ્રદેશમાં-૪૬, ગુજરાતમાં-૨૯, દમણ અને દીવમાં-૫, દાદરા નગર હવેલીમાં-૭, મહારાષ્ટ્રમાં-૪૭, આંધ્ર પ્રદેશમાં-૩૩, કર્ણાટકમાં-૪૯, ગોવામાં-૫, કેરલમાં-૩૫, તામિલનાડુમાં-૩૬, આંદામાન અને નિકોબાર દ્વીપસમૂહમાં-૬ જેટલી પ્રમુખ આદિવાસી જાતિઓ રહે છે. આ આદિવાસી જાતિઓની ઘણી પેટા જાતિઓ છે. એક રાજ્યની જાતિનાં લોકો બીજાં રાજ્યોમાં પણ વસવાટ કરે છે કે જોવા મળે છે. માટે આ સંખ્યાનો સરવાળો ભારતમાં જોવા મળતી કુલ જાતિ માટે ન કરી શકાય.

ગુજરાતની કુલ વસતી ૫૦,૬૭૧, ૦૧૭ છે. ગુજરાતમાં આદિવાસીઓની જન સંખ્યા ૭,૪૮૧,૧૬૦ છે, જે ગુજરાતની કુલ જન-સંખ્યાના ૧૪.૮ ટકા થવા જાય છે. ગુજરાતના પૂર્વ , ઉત્તર- પૂર્વ અને દક્ષિણ -પૂર્વની સીમા વિસ્તારમાં આદિવાસીઓ વસવાટ કરે છે. ઈ.સ.૧૯૫૧માં અનુસૂચિત જન જાતિની જન સંખ્યા ૧૨, ૨૫,૦૮૦ હતી. આદિવાસીઓ ગુજરાતની પૂર્વ પટ્ટી અને દક્ષિણ ગુજરાતના ડાંગ, વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, નર્મદા, વડોદરા, પંચમહાલ, ગોધરા, બનાસકાંઠા જિલ્લામાં વસે છે.

દક્ષિણ ગુજરાતમાં સુરત-તાપી જિલ્લામાં ઉચ્છલ, વ્યારા, મહુવા, માંડવી, નિઝર, સોનગઢ, વાલોડ, માંગરોલ અને બારડોલી તાલુકા; ભરૂચ- નર્મદા જિલ્લામાં ડેડિયાપાડા, સાગબારા, વાલિયા, નાંદોદ અને ઝગડિયા. વલસાડ-નવસારીનાં વાંસદા, ધરમપુર, ચીખલી, પારડી, ઉમરગાઉ તાલુકા અને ડાંગ જિલ્લો. પંચમહાલના ઝાલોદ, દાહોદ, સંતરામપુર, લીમખેડા, અને દેવગઢ બારિયા તાલુકા, વડોદરા જિલ્લામાં છોટાઉદેપુર, નસવાડી, તિલકવાડા તાલુકા, સાબરકાંઠામાં ખેડબ્રહ્મા, ભીલોડા, મેઘરજ અને વિજયનગર તાલુકામાં આદિવાસીની બરડા, બામચહ, ભીલ, ચારણ, ચૌધરી, ધાનકા, તળવી, ધોડિયા, ગામીત, કુંકણા, રાઠવા, હળપતિ, વસાવા વગેરે જુદી જુદી ૨૯ જાતિઓ નોંધાઈ છે.

ગુજરાતમાં ૧૫ ટકા આદિવાસીઓ વસે છે જે ગુજરાતની પૂર્વ પટ્ટી અને દક્ષિણ ગુજરાતના ડાંગ, વસલાડ, નવસારી, સુરત, ભરૂચ, નર્મદા, વડોદરા, પંચમહાલ, ગોધરા, બનાસકાંઠા જિલ્લામાં વસે છે. જેમાં ચૌધરી, ઢોડિયા, ગામીત, કુંકણા, રાઠવા, હળપતિ, વસાવા વગેરે જુદી જુદી જાતિઓનો સમાવેશ થાય છે. ચૌધરી એ ગુજરાતના આદિવાસીઓ પૈકીની એક મહત્ત્વની જાતિ છે. તેઓ ભરૂચ, સુરત, નવસારી અને ડાંગ જિલ્લાઓમાં મુખ્યત્વે જોવા મળે છે. ગુજરાતમાં ચૌધરીની ૯૫ ટકા વસ્તી સુરત-તાપી જિલ્લામાં વસે છે.

ચૌધરીઓના પરંપરાગત પહેરવેશમાં સ્ત્રીઓ કાબરં નુગ્ળં-કાબરો હાન્નો (સુતરાઉ લાલ તપખીરિયા કલરનું લુગળું) અને કાપડું (બ્લાઉઝ) જે પીઠની પાછળ દોરીથી બાંધવાનું હોય છે. ગળામાં હાહળી, પરેણેલી સ્ત્રીઓ કાળા મણકાવાળી કાળી ગાઠી અને ચાંદીની ગાઠી પહેરે છે. પગમાં કલ્લાં -કન્ને, હાથમાં વાલે,

કાકણે, બંગડી, કાનમાં કરગીવલી અને નાકમાં એરિંગ પહેરે છે. પુરુષો નાની ટૂંકી ધોતી અને ખમીશ માથે ટોપી અથવા ફેંટો, કમરમાં ચાંદીની સાંકળ, કાનમાં વાળી, હાથમાં કડું પહેરે છે. હમણાં આ અલંકારો અને પોશાકનું પ્રમાણ પરિવર્તન પામી નવા પરિવેશમાં આકાર લઈ રહ્યાં છે.

ચૌધરી ડોવળાનૃત્ય સાંજના સમયે કે અન્ય આનંદના પ્રસંગે ગમે ત્યારે થાય છે. લગ્ન, દેવની પૂજા કે મેળાઓમાં આ નૃત્ય અચૂક જોવા મળે છે. એક અથવા બે ડોવળું વગાડવાવાળા તેની સાથે એક ટારપું વગાડવાવાળો, એક કીરચાવાળો, બે ઝાંઝવાળા અને અનેક સ્ત્રી-પુરુષો એક-બીજાના હાથમાં હાથ નાખીને એક કરતાં વધારે હાર જુદા જુદા ચાળાઓ કાઢીને નાચતાં હોય છે. ડોવળું વગાડવાવાળાના ચાળા પ્રમાણે નાચણાનો ચાળો બદલાય છે. લગ્ન-પ્રસંગે તો આખો દિવસ અને આખી રાત આ નૃત્ય અવિરત ચાલે છે. નાચણની સાથે ગીતો ગાવાની પરંપરામાં ડોવળું વગાડનારને સૂર ચઢે એ રીતે ગીતો ગાવામાં આવે છે.

દક્ષિણ ગુજરાતના આદિવાસીઓ જુદા જુદા દેવોને માને છે. સૂર્ય, ચંદ્ર, ધરતી, મેઘ, જેવા પ્રકૃતિના દેવો સિવાય આહિન્દો ડોગાર, દેવમોગરા, દેવલીમાડી, કાલોકાકાર, ગોવાળદેવ, ભેંડોતળાવ, કાંગરીવેલ, બણભોદેવ, ગુમ્હાયમાડી, મરકીમાતા, વાઘદેવ, કંસરીમાતા, દૂધમોગરા, ગોવલીગઢ, બગનોભૂત, ચોસઠ જોગણી, મસાણિયો ભૂત, કાકેબલ્લો, નાંદરવો દેવ, ભૂરીમાદણ, હોલિયોડોગાર વગેરે. જેમાં દેવમોગરાનું સ્થાનક સાગબારા પાસે, દેવલીમાડીનું સ્થાનક સોનગઢ તાલુકાના દેવલપાડાના ડુંગર પર, વ્યારા તાલુકાની ઝાખરી નદી પર ખાનપુર પાસે ગોવાલદેવ, વ્યારા તાલુકાના પદમડુંગરી ગામના ડુંગરની એક છેડે કાલોકાકાર અને પદમડુંગરી તરફ ગહમાયમાડી. માંડવીથી ઉકાઈ રોડ પર પીપલવાડા પાસે માંડવીથી પૂર્વમાં પંદર કિલોમીટર પર આહિન્દો ડોગાર, ભેંસકાતરી પાસે ડુંગર પર બણભોદેવ, મહુવા તાલુકાના વાસકૂઈ ગામમાં આવેલ ગોવલીગઢ, દૂધમોગરા, નાંદરવો દેવ, હિમાર્યોદેવ વગેરે દેવદેવીઓની પૂજા પરંપરાથી કરતા આવ્યા છે. આ બધા જ દેવો નિરાકાર છે. હિમાર્યો દેવ, નાદરવો દેવ અને મરીમાતાનું સ્થાનક બધા જ ગામમાં હોય છે. જ્યારે એ સિવાયના દેવનાં સ્થાનકો આગળ દર્શાવેલ એક જ સ્થાને છે. આ બધા મોટા દેવો એક-બીજાના ભાઈ બહેનના કૌટુંબિક સંબંધોથી જોડાયેલા હોવાનું માનવામાં આવે છે.

આદિવાસીઓ પ્રકૃતિની ગોદમાં પ્રકૃતિમય બનીને રહેતા હોવાથી પ્રકૃતિનો પ્રેમ, હૂંફ અને સંગીતનો ઉષ્માસભર મીઠો મધુર રસ માણવાની તેમની સાહજિકતા તેમને મન મહત્ત્વની છે. એટલે પ્રકૃતિ સાથે એકાકાર થઈ જીવવું એ જ એમનો જીવનમંત્ર. અથવા એમનું જીવન એ જ પ્રકૃતિ. એવાં આદિવાસીઓને કુદરતી સંગીતના જેવું જ સંગીત રેલાવવાની કુશળતા કુદરતી રીતે જ વારસામાં મળી છે. તેઓનું જીવન એ જ સંગીત એમ કહીએ તો કશી અતિશયોક્તિ નથી. કોઈ પણ જીવનના પ્રસંગ અને કામની સાથે એના ગીતો આપણને અચુક સાંભળવા મળે છે. એ ગીતોમાં જ્યારે સંગીતનો સૂર ભળે પછી તો એમના થનગનાટને કોઈ રોકી જ ના શકે.

## ચૌધરી વાદ્યો

આદિવાસીઓનું સંગીત અને સંગીતનાં સાધનો બીજાં લોકોનાં સંગીતનાં સાધનો કરતાં જુદાં જ તરી આવે છે. આદિવાસીઓનાં સંગીતનાં વાદ્યો કુદરતનાં તત્ત્વોમાંથી જ બનેલાં છે. 'કલા અને સંગીત વગરનો માણસ પૂંછડા વગરના પશુ સમાન છે' એમ કહેવાયું છે. માણસ હોવું એટલે સંગીત અને કલાનો સમન્વય એમ કહી શકાય. આદિવાસીઓને સંગીત અને એની કલા સહજ હોય છે. એક પાંદડું કે પોલાણવાળો એક ભાગ-પ્રકૃતિની તત્ત્વોને સાધારણ સ્વરૂપમાં ફેરવતાં જ સંગીતનો સૂર પોતાના મનને આનંદમય મસ્તીના મહાસાગરમાં ડૂબાડે છે.

સંગીતનું શાસ્ત્રીય જ્ઞાન એમને મન કેવું હશે તે તો શાસ્ત્રીય સંગીતના ઉસ્તાદોને જ ખબર હશે. છતાં સૌને વાદ્યમાંથી નીકળતા સૂરમાં ડોલાવે છે. અરણ્યનાં પશુ-પક્ષીઓના મધુર ધ્વનિનો પડઘો એમાં અચૂક સાંભળવા મળે જ. એનું કારણ એ હોઈ શકે કે એમનાં સંગીતનાં સાધનો પ્રકૃતિનાં તત્ત્વોનું કલાત્મક સ્વરૂપ છે.

દક્ષિણ ગુજરાતનાં આદિવાસીઓ ઢોલ, તુર, માદળ, ઠાક, પાવો, કાહળે, ડોવળું, દેવ ડોવળી, થાળી, ટીંગરી, ઘાંઘળી, ટારપું, ચાંગિયો ઢોલ વગેરે અનેક પ્રકારનાં વાદ્યો જાતે જ ઇચ્છા થાય ત્યારે બનાવે છે, અને એને વગાડી દિવસભરના થાકને આનંદના કેફમાં ફેરવી નાખે છે.

ચૌધરીઓ ડોવળું, દેવડોવળી, ટીંગરી, ઘાંઘળી, તૂર, કીરચો, નહરીલી, ટારપું, તાસા વગેરે વાજિંત્રોને જુદા જુદા પ્રસંગોએ વગાડે છે. દેવડોવળી એના નામ પ્રમાણે દેવ પૂજાના કામ સિવાય વગાડાતી નથી. ડોવળું લગ્ન-પ્રસંગે આનંદને અભિવ્યક્ત કરવા નાચણાના પ્રસંગે વગાડવામાં આવે છે. ઘાંઘળી કોઈ પણ પ્રસંગે વગાડવામાં આવે છે. કીરચો નાચણામાં દેવના નૃત્ય સમયે અને ટારપું ગોવાળ ગાયો ચરાવવા જંગલમાં ગયો હોય ત્યારે અથવા સંગીત-પ્રેમીઓ ગમે તે સમયે વગાડે છે. ટીંગરી સામાન્ય રીતે સ્ત્રીઓ વગાડે છે. આ ટીંગરી એક તંતુ વાદ્ય છે.

આ વાદ્યોની લાક્ષણિકતા એ રહી છે કે બધાં જ વાદ્યો પ્રકૃતિનાં તત્ત્વોમાંથી બનાવવામાં આવે છે. આ દરેક વાદ્ય સ્વતંત્ર છે. એને વગાડવા માટે કે સૂર માટે ખાસ બીજા વાદ્યની જરૂર પડતી નથી. આ પ્રકારની કુદરતી વસ્તુનો સમન્વય અને આદિવાસીઓના નૃત્યના જુદા જુદા ચાળાઓને કારણે આદિવાસીઓનું સંગીત અને નાચણું બીજા લોકો માટે આકર્ષણનું કેન્દ્ર બનતું જાય છે. એને જોવું અને સાંભળવું એ એક અદ્ભુત લ્હાવો છે. એને માણવાની ખરી મઝા તો ત્યારે આવે કે જ્યારે એના સૂરનો ધ્વનિ સમજાય.

## દેવની ડોવળી

દેવ ડોવળીના સૂર અને કલામાં આ વાદ્યનો સામાન્ય પરિચય મળે છે. આ એક દેવનું પવિત્ર વાદ્ય છે. એને વગાડનાર અને બનાવનાર પ્રકૃતિની ગોદમાં રહેતો પ્રકૃતિ જેવો જ ભલો, ભોળો, નિર્દોષ આદિવાસી છે. દેવ-ડોવળી દક્ષિણ ગુજરાતમાં વસતા ચૌધરી, ગામીત, કુંકણા, વસાવા, કોટવાળિયા વગેરે આદિકાળથી પ્રકૃતિની ગોદમાં વસતાં લોકોની પવિત્ર વસ્તુઓમાંનું એક છે. એના મધુર સૂરથી દેવ-દેવી પ્રસન્ન થાય છે.

કુદરતનાં જુદાં જુદાં અંગો ભેગાં કરી, કુદરતના સાંનિધ્યમાં રહેતા કલાના કદરદાન સામાન્ય હાથવગી સામગ્રીનો ઉપયોગ કરી એને દેવ-ડોવળીનો ઘાટ આપે છે. એમાં બે વાંસની નાની ભૂંગળીઓ, એ ભૂંગળીઓમાં હવાને યોગ્ય સૂર આપવા માટે એક પર પાંચ અને એક પર ત્રણ નાનાં છિદ્રો પાડવામાં આવ્યાં હોય. એની ઉપરના ભાગે એક નાજુક નમણી નાર જેવી નાની વાંસની ગાંઠ વગરની એક

પીપી મૂકવામાં આવી હોય. એને બોલતી કરવા બ્લેડથી એક નાની ચીપ કાઢવામાં આવે જેમાં હવાનું દબાણ આવતા સ્પંદનથી સ્વર સંભવે છે. વાંસની ભૂંગળીની ઉપર દૂધીને પોલી કરી મૂકવામાં આવે છે. એ પહેલાં દૂધીને એક જગ્યા પર નાનું કાણું પાડી એને પાણીમાં ડૂબાડી મૂકવામાં આવે, પછી અંદરનો ગર્ભ કોહવાઈ જતાં એક તરફથી કાણું કરી અંદરના ગર્ભને કાઢી નાખવામાં આવે છે. નીચે બીજી દૂધીનો અડધો ભાગ જોડવામાં આવે છે. કુંકણા, ગામીત અને કોટવાળી જાતિનાં લોકોની દેવ-ડોવળીમાં નીચે ગાયનું શિંગડું હોય છે. પરંતુ દેવના કામ સમયે ગાયનું શિગડું કાઢી દેવ-ડોવળી વગાડે છે. કુંકણામાં એને પાવરી નામથી ઓળખે છે.

આ ભાગો જોડવા ઝાડના પોલાણમાં મધ હોય તેનું 'મેણ'થી (મધના પૂળામાં મધ કાઢી લીધા પછી જે પૂળાનો અને એની સાથેનો મધમાખીએ બનાવેલ એક ભાગ ને બરાબર મસળી કાઢવાથી તૈયાર થતો ચીકાસયુકત પદાર્થ.) જોડવામાં આવે છે. ઉપરની દૂધીની ફરતે મોરના પીંછાંથી શણગારવામાં આવે, મોરના પીંછાંની ગૂંથણી પણ કલાત્મક હોય છે. પીંછાંની ગોઠવણી એવી રીતે કરવામાં આવે છે કે તેને બાંધતાં પીંછાંની ભાત સુંદર એક પછી એક કલાત્મક રીતે દેખાય. નીચેની અડધી દૂધીના ભાગ સાથે તાડનાં પાતરાં વીંટવામાં આવે છે. તાડનાં પાતરાં ભૂંગળીને વીંટી લાંબી ભૂંગળી આકાર બનાવવામાં આવે જે ધીરે ધીરે વ્યાસ મોટો કરવામાં આવે. આ રીતે તૈયાર થયા પછી વગાડનાર જુદા જુદા ચાળા વગાડે. દરેક ચાળા જે તે ભાષામાં વગાડવામાં આવે છે. એ ધ્વનિ અસાધારણ મધુર સ્વરમાં સાંભળવા મળે છે. ચૌધરી ભાષામાં જે ચાળા વગાડવામાં આવે તેના શબ્દો અહીં મૂકાયા છે.

## દેવના સ્થાનકે આવી પહોંચ્યા તેની દેવને જાણ કરતો ચાળો

તોરે ખોલે આવી પુગામ,.... હહ્તા રમતા આવી પુગામ,... થોડાક...થોડાક..હહ્યા કરજેને રમતે રમતે આવીય પુગેને, તોરે નીચકે દળતે દળતે આવી પુગેને, જારા જારા હહ્યા કરજેને, જારા જારા હેયરા કરજેને, તોરે દરબાર ખુલ્લો રાખજેને, માતા મારેને હદકે માથે તીયારી હોજેને, આપળે ડોવળી હા..રી હા..રી તીંદરી જેહેને...ઘુઘરી જેહેને..વાગ્જા કરેન. કણીને કવની હદકી માથે તીયારી હોજે.

દેવની પોહીને તોરે નીચકે ફૂખે  હોવને, જારા જારા જમાડી દેજે, દૂધને કોદરી વેંચી વેંચી આપજે હારી હારી જમાડી દેજેને, હાર હાર નાચાડી દેહુંને.

અમે તમારા દરબારમાં તમારાં બાળકો હસતાં, રમતાં, નાચતાં કૂદતાં આવી પહોંચ્યાં છીએ, તારો દરબાર અમારા માટે ખુલ્લો રાખજે, આપણું આ વાજિંત્ર ઘણું સુંદર છે. જે વીણાની જેમ વાગે છે. તમારાં  બાળકો ભૂખ્યાં થયાં છે એમને દુદ-ભાત જમાડી દેજો.

## દેવની પૂજા પાતરીનો ચાળો

અગરબતી હલગાવી દેજેને, કણી કન્સરીને ખોબો ફરી ફરીને પૂંજ મૂકી દેજેને, ફોગ્જા નીચકા ફોગ કરી કરીને આપ્યા કરજેને, બોકળં, કુંકળં, ચળાવી દેજાને, જોડે જોડે નાયરાલે ચળાવી દેહુંને, ચીચીનતી હુપારી ચળાવી દેજોને, ચાર પાગો ખોળો, ઘુંમાટ ચળાવી દેજેને, કાન ફેટણી ફેટતા જાહું ને, નમેહે નમણે નમતા નમતા જાહુંને, કણી કન્સરીને થરીનેજે ને, ફગાત નીચકા વિહરાતો નખે ને, કુંકળા, બોકળા ફેટાળી દૈહુંને, કાલજં, બોકો  ચળાવી દેજેને, હીહા માહણં દારવં છાક પાળી દેજેને, જીરી જીરી પીય નેજાને કાલજં બોકો ખાય નેજાને, બીળી તમાખં વાલી નેજાને ગજવામાણ તમાખં જારાક જારાક આપી દેજાને, હાથ ધોવળાવી દેજાને.

આદિવાસીઓ એવું માનતાં આવ્યાં છે કે, દેવો અમારા જેવા જ છે. તેઓ અમારી જેમ ખાય-પીએ, તેમને અગરબત્તી, ચોખાની પૂંજ મૂકી તેલનો ધૂપ આપી મરઘા, બકરા ચઢાવી એની કલેજી સાથે દારૂ ચઢાવી દેવની પૂજા કરવાનું કહેવામાં આવે છે. અને પૂજામાં કોઈ કચાશ ન રહે એની કાળજી લેવાનું કહેવામાં આવે છે.

## વાટ ઓલાવવાણો ચાળો

હહતા હહતા જાતા રઅ્તાને ઓલાવા નીચકાય ઓલાવી દેજાને, નાચતા કૂદતા જાતા રહુંને, દિયાળં ઉતરી પયળંને, રાત પળી જાવાણીને ઉતાવાલ કરાને, નીચકે આપળે વાટ હેદતે હોઈતને, ઘર જાયને હારી રીતે ખાજા પીજાને, વીળાતે નખાને, નીચકાહાય હારી રીતે ખાવળાવજાને, જુહાર વેવાર કરતા જાહુંને, રામ રામી

કરતા જાહુંને, રામ રામ જુહાર...

અમને હસતા રમતા રવાના કરી દેજો, અમે નાચતા કૂદતા જતા રહીશું, અમારાં બાળકો અમારી વાટ જોતાં હશે, ઘરે જઈને સારી રીતે બાળકોને ખવળાવી ઊંઘી જજો. છેલ્લે રામ રામ જુહાર કરી છૂટા પડીએ....આવજો રામ..રામ.

### નાચવાનો ચાળો

અરદો વેવાને અરદો દેવ છો....વીચ

દેવહાય પોહીને નાચાણી દ્યહુંને, કણી પોહીને કવની પોહની નાચાણી દ્યહુંને, ડોંગરે ખાખરે ઉતારી પાળીને હારં હારં નાચતા નાચતે જાતે રહુંને હહતા રમતા, કણી પોહીને કવની પોહીને આપળે ગામમાં નાહી આવજેને.

આનંદની અભિવ્યકિત એટલે નાચણું. આદિવાસીઓનો આ સ્વભાવ છે. દેવનું નાચણું અને લગ્નનું નાચણું બન્ને આનંદની ચરમસીમાના માપદંડો  ત્યારે દેવને કહેતાં આવે ડુંગર અને ઝાડ પરથી ઊતરી અન્નની દેવ-કણીને નચાવતાં નાચતા જતાં  રહીશું.

### આશીર્વાદનો ચાળો

ભૂખરા બારીને, કંડા બારીને, ટીના બારીને, નાહતી ઝાળીને. ચાનતી ઝાળીને, ઊંચા ડોગરા નીચા ડોગરાને, ઉતરીને જાતે રઅ્યતને, હવીરા નાચકા ખોલો બાંધી નેજે, બદાહાય ચપટી ચપટી વેંચી દેજેને, હારી રીતેન બાંધી નેજાને, કોઠારી પોહીને ઉખલે મુહલે ઉતારી દેજાને, કણી પોહીણે છાક પાળી દેજાને, એક બે છાક પીય નેજાને, કોઠયેઠે પેહે મૂકી દેજોને, થોડં થોડં કોઠી પાલામાં નાખી દેજાને...

(દેવે આપણને જે અન્ન આપ્યું છે તે આશીર્વાદરૂપે આપ્યું છે. તેને સારી રીતે સાચવી, બધાને ચપટી ચપટી વહેંચી એને ઘરે જઇ કોઠીમાં નાખી દેજોને એની પૂજા કરજો. આખું વરસ બરકત આપશે.)

દેવની ડોવળી દેવની પૂજા, દેવની સ્થાપના, મરણ પછી કરવામાં આવતી ખતરાની

વિધિ, પૂર્વજની દેવ તરીકે સ્થાપના કરવામાં આવે તે સમયે વગાડવામાં આવે છે. માટે આ એક પવિત્ર વાદ્ય છેઃ જેનું આગવું સ્થાન આદિવાસીઓમાં છે. દેવની પૂજા સિવાય આ વાદ્ય વગાડતું નથી.

## ડોવળું

ડોવળુંની બનાવટ અને શણગાર જુદા હોય છે વાંસની ત્રણ ચાર ફૂટ લાંબી ભૂંગળીમાં નીચે ચાર અને ઉપર બે છીદ્રો પાડ્યા હોય છે. દેવની ડોવળી જેવાં બે અડધો પોણો ફૂટ લાંબા પીપા ઉપર હોય છે. તેની દૂધીનો પોલો ભાગ લગાડવામાં આવે જે હવાનો સંગ્રહ કરે અને સૌંદર્ય વધારે. ઉપરના ભાગને મોરનાં પીછાંથી સુશોભિત કરવામાં આવે છે. નીચે દૂધીના ભાગની સાથે તાડના પાતરા લાંબુ ગોળાકાર ભૂંગળું બને એ રીતે વીંટવામાં આવે. જેનો સૂર સાંભળી યુવા હૈયા મોર અને ઢેલની જેમ નૃત્ય કરવા લાગે છે. ગામીત અને કોટવાળિયા જાતિનાં લોકોનું ડોવળાની નીચે પાડાનું શિંગડું હોય અને ઉપરના ભાગે મોરના પીંછાની જગ્યાએ બંધ બલ્બથી શણગારવામાં આવે.

ટારપુ અને ડોવળુંને યુવા હૈયાંઓ સાંભળતાં જ ઝુમી ઊઠે છે. થાકના આભાસ ને ક્ષણમાં ફૂલ જેવા હળવા બનાવી દે છે. અને મન સૂરની દિશા તરફ પગને ઉપાડવા મજબૂર કરે છે. જાણે જાદુ અને જાદુગર કરતાં વધારે તો મન ભાવક સુરાવલિનો ખજાનો, ખજાનામાં પ્રિયતમાને મનાવવાના ચાળા, ગાયોને ચરાવવાનાં ચાળા, વ્યંગ-કટાક્ષ, શ્લેષમાં કહેવાની આવડત, મશ્કરી કરવાની ટેવ, આનંદનાં ગીતો ગાવાની રીત કે ખાનગી વાતનો મર્મ સૂરમાં વ્યક્ત થાય છે. લગ્ન કે આનંદના પ્રસંગે ડોવળું વગાડવામાં આવે જેને તાલે આખી રાત નાચણું ચાલે છે.

### ડોવળું વધાવવાનો ચાળો

આદિવાસીઓ કોઇપણ વસ્તુને કંકુ-ચોખાથી વધાવે છે. ડોવળાવાળાને નોતરું આપ્યું હોય તે પ્રમાણે આવે છે. (નોતરામાં કંકુ લઇને એક વ્યક્તિ જે-તે

ડોવળાવાળાને ઘરે જતી હોય છે. ત્યાં ઘરના બારણામાં કંકુ-ચોખા નાખી લગ્નનો દિવસ અને કોનાં લગ્ન તે કહી આમંત્રણ આપવામાં આવે છે. ને શરૂઆતમાં તમારા નોતરા પ્રમાણે અમે આવી ગયા ને તેને વધાવવામાં આવે તે વખતે જે વગાડવામાં આવે તેને વધાવવાનો ચાળો કહેવાય છે.

તોરે નોતરા પ્રમાણે આમે ડોવળં નેયને આવી ગયાને, ઘરમાં કોઠા પેહે થાલી હા તે નાવીને આમહાય વદાવી દેજાને, હારા...હારા...ચાંદલો પાળી દેજાને, હવા પાંચ રૂપિયા આપી દેજાને, આમારે ભાગં દારવં, તાળં રાખી મુકજાને, બગરા હીહા માઅણં નામી દેજાને, કોચરે કોચરે આપ્યા કરજાને, આમારી ફાગી દાલ-કોદરી તીયાર રાખજાને, નાડી પોહી આમે બહુ આગેથા આવાને ખાવળાવી દેજાને...

આપળે ડોવળં હરખ વાગ્જા કરેને, પાત્તી ઓરી નાચ્ચેને, પાટવે ઠોકીને ઉડાળી નાખહુંને, ડોહની પોહીને હેદજા કરજે, ગોવાલી પોહીણે ટાન્ચોં હિંડલીને નાચાળી દ્યહુંને, મારે ડોવળે નાચ્ચને આપળે ડોવળં હુતારં વાગ્જા કરેને, નાડી પોહી હેદજા કરેને, હિહામાણં દારવં ગચાટી આપજેને, કાયની આપ્યં નાહી જાતાને, વરહા વરહી આવણે હોવાને એવી અબદા પાળે ને...

લગ્નમાં ડોવળું ન હોય અને સાથે નાચણું ન હોય તો લગ્નની કલ્પના જ ન થાય. આખી રાત જુદા જુદા સૂરમાં વગાડનાર પોતાની લાગણી વ્યક્ત કરે છે જે સવાર થાય ત્યાં સુધી ચાલે છે. તેમાં વગાડનાર આ પ્રમાણે...

તમારા નોતરા પ્રમાણે અમે આવી ગયા છીએ. અમને સારી રીતે વધાવી સવા પાંચ રૂપિયા આપી દેજો. અમારા માટે બગરા હીહામાંનો ભરેલ દારૂ તાડી જે હોય તે અમને આપી દેજો. દાલ-કોદરી ખવડાવી દેજો. અમે તમારા પ્રસંગને શોભાવીશું.

આપણું ડોવળું સરસ વાગ્યા કરે, પેલે બાજુ નાચ્યા કરજે, નહીં તો લાત મારી પેલી બાજુ ફેંકી દઈશું, શીશીમાંનો દારૂ હલાવી આપજે અને નાડી પોહીં નાચ્યા કરે. ન આપે તો જતા રહીશું એવી ધમકી પણ હોય છે. જેમાં ડોવળાવાળાનું કેટલું મહત્ત્વ હોય તેનો અંદાજ મેળવી શકાય.

આખી રાત વાજિંત્ર વાગતું હોય, વગાડવાવાળો જેવા ચાળા વગાડે તેને અનુરૂપ સૂર ચઢાવવા માટે વગાડવાવાળાને ઉશ્કેરવામાં આવે અને જુદાં જુદાં મેંણાં ટોણા મારવામાં આવે છે. કિકિયારી પાડવામાં આવે તેને કિરકારે કહેવામાં આવે છે. જેમાં,

ખાટી તાડીને ખાટલા તલે, મીઠી તાળી માટલામાં છો....વીચ કીર.....કી.
આંબલીની ટોચ પર ચીડી ને આવતો જમાય મારતી ચીડી છો....વીચ કીર....કી
બગનો મરઘો બોન્નોને પોહયે કાછળો પેયરો રા...છો...વીચ કીર.......કી.
વાજ રે વાજવાલી ને ડોવીળો કાદવાલો છો....વીચ કીર....કી
પટના બારામાં ચિનારં રા પટને કદં શિનાલં રા....છો....વીચ કીર...કી

## ટારપું

કુદરતના ખોળેથી મળતી વસ્તુઓ ભેગી કરીને ટારપાનો કલાત્મક ઘાટ આપવામાં આવે છે. સુંદર વાંસની દોઢ-બે ફૂટની નાની મધ્યમ કદની ભૂંગળી વચ્ચે આવતા ગાંઠના અવરોધને દૂર કરી હવા આરપાર પસાર થઈ શકે એ રીતે આરપાર કાણું પાડવમાં આવે છે. એની ઉપર યોગ્ય સૂરમાં ઢાળવા માટે પાંચ નાનાં છિદ્રો કરવામાં આવે છે. તેની ઉપરના ભાગે વાંસની જ એક નાજુક ગાંઠ વગરની નાની ત્રણ ઇંચની પીપ મૂકવામાં આવે. હવા ન નીકળે તે માટે અને મજબૂત પકડ માટે તેના ઉપરના ભાગને મેણથી બંધ કરવામાં આવે છે. વાંસની ભૂંગળીની આસપાસ ઉપર-નીચે તાડનાં પાંદડાંની નાની પટ્ટી વીંટવામાં આવે છે. ને ટારપું તૈયાર થઈ જાય.

ગાયોનો ગોવાળ ટારપું એની સાથે જ રાખે છે. જંગલની કોતરો ને કંદરામાં તેના સૂરો સતત ગુંજતા સંભળાય છે. ગોવાળ લેશમાત્ર તેને પોતાનાથી અલગ કરતો નથી, કારણ કે આદિવાસી પાસે મોબાઈલ કે ફોન નથી કે જેનાથી ગમે ત્યાં અને ગમે ત્યારે ગમે ત્યાં વાત થઈ શકે. ટારપામાં તેના મનની બધી જ વાત પ્રિયતમાને કહી શકાય છે. એના સૂરમાં જે કહેવાય તે જો સમજનાર સમજે પછી તો મસ્તીની બહાર  આવી જાય.

**પ્રિયતમને મળવાના વાયદાનો ચાળો**

હેદી હેદી મોટી કઅ્દી ને, મારે હારી નાહી આવજે ને, વેવામાં આવજો ને, હદીકે માથેને નાચણે જાતે ને, હહ્તે, હહ્તે નાચી નેહું ને, હારી વિલગીન નાચું નેહું ને, નાચતા નાચતા નાહી જાહું ને, મારે વાયદે કેહેની આવે ને, તાપી ઉતરી જાતે રહું ને, તોરે માટી વિડ્ડા કરેને, દારવ પીઅ્ણે જાતે ને, તાળાય તાળી પીઅ્ણે જાહું ને, છાકા જ પળહું નેયે, કુકળા વાહતે મકળે ચાવી ને દારવં પીઅ્ણે જાતે રઅ્તે ને, હુંજાલં હોય ગં દિયાળ ઉંગળે મન્ડઅ્ ને ચાલનીએ જાતે રઅ્તે ને...

ખાટના તલે ખાટી તાળી ને માટના માણી મીઠી તાળીને ગચાટી પીતે ને, જરાક જરાક પીતેને, ઈહરી વાટેને નિહરી જાતેને, હેજે મારે કેમની આવેને, મામો મારો વિડ્ડા કરેને ટાન્ચો વિન્દળીને નાચ્ચા કરે ને...

તને જોઈ જોઈ મોટી કરી છે. તું આજે પેલા લગનમાં આવજે, આપણે સાથે હાથમાં હાથ નાખી નાચીશું. પગના ઠેકડા મારી નીચીશું. પછી ખાટલા નીચે ખાટી તાડી અને માટલામાં મીઠી તાડી છે તે પીશું અને મરઘા બોલશે પછી ભાગી જઈશું.

મસ્તીની સાથે હાસ્ય ન હોય તો પછી યુવાની કંલકિત થાય, માટે જ તો જુદા જુદા ચાળામાં હાસ્ય વ્યકત થાય છે. જેમકે,

વ્યારામાણે પોચકે મુંમરે નીચકે માંગે, જરાક જારાક વેંચી આપજે... વ્યારામાણે ઉંજલં તમાખ ને ખહણામાણં તમખં તાણાવી દેજેને ....તાળાય તાળી ને, વળાય પાન ને, ઈહરી માણી હિહરી માણી વિહળી તાળી ને, નાળકૂવામાણી નાળકી તાળી ને, ધાકળામાળી રાબળં જેહે ને,...

વ્યારાના પોચા મમરા છોકરાં માગે, વ્યારાનું સફેદ તમાકું ને તમખી તણાવી દેજે. તાડની તાડી ને વડનાં પાન. નાળકૂવાની (ગામનું નામ) નાળકી તાડી. તારું બાળક ઉંવા ઉંવા કરે, મરઘા બોલે ત્યારે (કુકળા વાહત) મકળા (મંકોડા) ચાવશે. તું આવી જજે.

**ટારપામાં યુવતીની સાથે પ્રણયની અભિવ્યક્તિ**

ધોંઅ્ચ્ચં પાથરી હુંવી રઅ્તે ને, હોહોમાં પળી ને, બોકામાં નીચકેઅ્ ને માચામાં હુવતીને તીને, તોરે નીચકં નીકળી પળી ને, તોરે નીચકં ઉંવા ઉંવા કરે ને, તોરે નીચકાય જારા અમથં રમાળળી દહું ને જાતે રઅ્તે ને,...

ધોતિયું પાથરી સૂઇ રહેશું, તારુ બાળક ભલે રડે એને રમાડી શાંત પાડી તાપીને પેલે પાર જતાં રહીશું. તું તો મને બહુ જ નાળકી(વ્હાલી) લાગે છે. તું લગ્નમાં ન આવે તો મને સૂનું સૂનું લાગે...

પ્રેમીઓને બહાના શોધવા જવું પડતું નથી. ગાય ચરાવવા જવા માટેનું એક બહાનું અને એની વાત કોઇ જાણી ન જાય એટલે ટારપાના સૂરમાં કહેવામાં આવે છે.

ડોબે ચારતી ને, બોકળે ચારતી ને, ડોંગરા માહે જાતે રઅ્તે ને, તો અરે ડોબે ભૂખ્ખે હોવે ને, ચારને જાતે રઅ્ ને, તીતરી છાયળે ગોઠવી દહું ને, ગોવાલી પોહીને હહ્યા કરે ને, નાચ્ચા કરહું... તોરે કાબરી ચીતરી વાહડી વીયાય પળેને આપળે ઘરને વાટે જાતે રઅ્તે ને,

ઢોરને બકરી લઇને ડુંગર પર જતાં રહીએ, તારાં ઢોર ભૂખ્યાં થયાં છે તરસ્યાં થયાં છે. ગોવાળી છોકરી હસ્યા કરે, નાચ્યા કરે આપણે ઝાડીમાં મસ્તી કરીશું...

યુવક યુવતીના સંવાદમાં ઠઠ્ઠામશ્કરી પણ જોવા મળે છે. જેમ કે,

તોઅ્રે દારવં ચચરં નાગે ને, ઉલટી કરે ને, તોરે ગામમાં નાચવાવાલા ની મીલાત એવં કેવં ગામ...

તારે ત્યાંનો દારૂ ચચરો લાગે અમને જરા નહીં ગમે. તમારા ગામમાં નાચવાવાળા ન મળે આવું કેવું ગામ...

## કીરચો

આ વાદ્ય માટે એક વાંસની મોટી કામડી પર અડધા ઇંચના અંતરે આડા કાપ

પાડવામાં આવે છે. એના પર નાની વાંસની કામડી ઘસવાથી અવાજ આવે છે. કીરચો વગાડનાર સામાન્ય રીતે રંગીલા સ્વભાવનો હોય છે. તે ડોવળું વગાડવાવાળાને, નાચવાવાળાને અને જોવાવાળાને અનેક જુદા જુદા ચાળા કરીને મનોરંજન કરે અને કીરચે ગાય છે.

ડોવળું નૃત્યના કલાકારો દરેક ગામમાં જોવા મળતા હતા. આજે પરંપરાથી દૂર થવાની ઘટનાને આધુનિકતા ગણીને થોડા દૂર થવા લાગ્યા છે. છતાં ઘણાં ગામડાંઓમાં ચૌધરી નૃત્યની પરંપરા પહેલાંના જેવી જ નવા વાઘા પહેરીને સતત નાચવા થનગનતી ટુકડીઓ જોવા મળે છે. દિલ્હી, ગાંધીનગર કે ભારતનાં બીજાં રાજ્યોમાં આદિવાસી કલાનું પ્રતિનિધિત્વ કર્યું એવા ગુજરાતના તાપી જિલ્લામાં આવેલ સોનગઢ તાલુકાનું વાઘનેરા ગામનું શ્રી વાઘનેરા આદિવાસી કલા સાંસ્કૃતિક મંડળ મુ. વાઘનેરા, પો. સીંગપુર તા. સોનગઢ જિ. તાપી ના આ કલાકારોને અભિનંદન આપીને વધાવવાનો આ સમય છે.

## કલાના વાહકો

દક્ષિણ ગુજરાતના ચૌધરી સમાજના નૃત્યોમાં ડોવળાનૃત્ય, તારપાનૃત્ય અને ડોવળી વગેરે નૃત્યો જુદા જુદા પ્રસંગોમાં જોવા મળે છે. અહીં વાઘનેરા આદિવાસી કલા સાંસ્કૃતિક મંડળના કલાકારો અને તેમના વાદ્યો-સાહિત્યનો વિશેષ પરિચય મુક્યો છે. આ કલાકારો સિવાય પણ ચૌધરી સમુદાયમાં ગામડે ગામડે કલાના ઉપાસકો-વાહકો પોતાની પરંપરાને પેઢી દર પેઢી વહન કરી રહ્યાં છે. તેમને પ્રોત્સાહિત કરીએ તેમની કલાને વિકસિત કરીએ એવો અભિગમ અપનાવીએ.

૧૫ ઓક્ટોબર, ૨૦૧૦ના રોજ સાપુતારામાં યોજાયેલ મેળામાં ડોવળાનૃત્ય રજૂ કરનાર કલાકારોના નામ

**નાયક**

શ્રી સુરેશભાઈ રૂપસીંગભાઈ ચૌધરી, ઉંમર-૨૨

◈

ડોવળું વગાડનાર

શ્રી રમણભાઈ ભુખિયાભાઈ ચૌધરી, ઉંમર-૫૫
શ્રી બાજિયાભાઈ કીકલાભાઈ ચૌધરી, ઉંમર-૫૪

◈

દેવડોવળી વગાડનાર

શ્રી છીતુભાઈ દામલાભાઈ  ચૌધરી, ઉંમર-૫૬

◈

તારપું વગાડનાર

શ્રી શંકરભાઈ દામલાભાઈ ચૌધરી, ઉંમર-૫૦

◈

તોડીહિયું વગાડનાર

શ્રી રંગાભાઈ નરોત્તમભાઈ ચૌધરી, ઉંમર-૪૮

◈

ઝાંઝ વગાડનાર

શ્રી સીંગભાઈ હનાભાઈ ચૌધરી, ઉંમર-૩૯
શ્રી નીતીનભાઈ ગમાભાઈ ચૌધરી, ઉંમર-૩૦
શ્રી સંદીપભાઈ સુરેશભાઈ ચૌધરી, ઉંમર-૨૩

◈

### નૃત્યકાર

શ્રી ચુનિલાલ હનાભાઈ ચૌધરી, ઉંમર-૩૦
શ્રી જગદીશભાઈ દશરથભાઈ ચૌધરી, ઉંમર-૩૦
શ્રી કૈલાસભાઈ બાલુભાઈ ચૌધરી, ઉંમર-૨૯
શ્રી હનીશભાઈ હરિલાલ ચૌધરી, ઉંમર-૩૦
શ્રી પાર્વતીબેન બાબુભાઈ ચૌધરી, ઉંમર-૩૦
શ્રી સંગીતાબેન બાબુભાઈ ચૌધરી, ઉંમર-૨૧
શ્રી નીતુબેન નાથુભાઈ ચૌધરી, ઉંમર-૨૦
શ્રી પ્રેમીલાબેન સીંગાભાઈ ચૌધરી, ઉંમર-૨૦
શ્રી સેજલબેન છનિયાભાઈ ચૌધરી, ઉંમર-૨૧

◈

### હોળી બાવો

શ્રી કનુભાઈ દામલાભાઈ ચૌધરી, ઉંમર-૫૪

◈

### ઘોડી નૃત્યકાર

શ્રી બાલુભાઈ બજારીભાઈ ચૌધરી, ઉંમર-૫૨

◈

### બુટી નૃત્યકાર

શ્રી પ્રજ્ઞેશભાઈ સુરેશભાઈ ચૌધરી, ઉંમર-૨૭

◈ ◈ ◈

# માદળ નૃત્ય

ગુજરાત અને મહારાષ્ટ્રના અનેક વિસ્તારોમાં થતું આ માદળ નૃત્ય વિવિધ નામે ઓળખાય છે. ડાંગમાં 'માદળ' કે 'માદળ્યા' તરીકે ઓળખાતું આ નૃત્ય નવસારી, વલસાડ જિલ્લામાં પણ માદળના નામે જ ઓળખાય છે. માદળ નૃત્યના તાલે ભજવાતાં લઘુનાટકોને સોહોંગ કહેવાય છે. આ પ્રકારનાં લોકનાટ્યને નર્મદા જિલ્લામાં 'સોંહગાડ્યા'તરીકે ઓળખાય છે. જ્યારે મહારાષ્ટ્રના 'થાણે' જિલ્લામાં આ નૃત્ય માટે 'ખેળ' શબ્દ પ્રયોજાય છે. આમ વિવિધ નામે ઓળખાતી આ લોકકલા-લોકનૃત્ય અનોખું અને વિશિષ્ટ છે.

નાટયકલાનાં બધાં જ તત્ત્વો ધરાવતું આ 'માદળ્યા' નૃત્ય લોકનાટ્યનું વિશિષ્ટ સ્વરૂપ છે. શુદ્ધ મનોરંજનના હેતુથી ભજવાતા આ લોકનાટ્યમાં બે વિભાગ પડે છે. એક નૃત્યનો અને બીજો સોહાંગનો. નાટકનો હાસ્યરસથી ભરપૂર એવા આ સોહાંગને જોઈ દર્શકો હસી હસીને બેવડ વળી જાય છે. તેમાં આવતા ચબરાકિયા સંવાદો, ટીખળ અને મજાકમાં શ્લેષનો ભરપૂર ઉપયોગ થાય છે. આ એક મનોરંજનનું સબળ માધ્યમ છે.

'માદળ્યા'એ આદિવાસીઓના જીવનની ખૂબી અને ખામીઓને કલાત્મક રીતે પ્રસ્તુત કરતી સંસ્કૃતિની એક અણમોલ ભેટ છે. એમાં સંગીત-નૃત્ય અને નાટકનો અનોખો ત્રિવેણીસંગમ જોવા મળે છે.

માદળના ઉદ્‌ભવ અંગે લોકોની પાસે કોઈ ચોક્કસ માહિતી મળતી નથી પરંતુ માદળનૃત્યનાં ગીતમાં આવતાં વર્ણનોને આધારે એટલું કહી શકાય છે કે, આ નૃત્ય પહેલાં સ્વર્ગમાં ઇન્દ્રના દરબારમાં થતાં. ત્યાર બાદ મનુષ્યલોકમાં આવ્યાં. ડાંગમાં મરણપ્રસંગે ગવાતી સાળવા-માનસીંગની કથામાં ઇન્દ્રની દેવદ્વારકામાં

થતા માંદળ નૃત્યનું રોચક વર્ણન કરવામાં આવેલ છે. આ અનુમાન ગીતોના વર્ણનને આધારે છે.

શુદ્ધ મનોરંજન ઉપરાંત જૂના જમાનામાં અને કયાંક આજે પણ લગ્નના પ્રસંગે ખાસ આ નૃત્યનું આયોજન કરવામાં આવે છે. માદળ નૃત્ય દ્વારા લગ્ન કરાવવાની આ અનોખી રીત ડાંગનાં અનેક ગામડાંઓમાં હતી. આજે કાળના પ્રવાહમાં એ વિલીન થઈ ગઈ છે. પણ માદળ નૃત્ય આજેય અડીખમ છે. આધુનિક મનોરંજનનાં સાધનો વચ્ચે પણ પોતાના અસ્તિત્વને ટકાવી રાખતું આ લોકનૃત્ય કે લોકનાટ્ય ડાંગનું ગૌરવ છે.

સાંજે વાળું કર્યા પછી લગભગ નવેક વાગ્યે શરૂ થતાં માદળ આખી રાત ચાલે અને લગ્ન જેવા પ્રસંગે બે દિવસ સુધી ચાલે. 'માદળ'એ વાજિંત્રનું નામ છે. જે 'સેવન'ના પવિત્ર વૃક્ષમાંથી બનાવવામાં આવે છે. એક માદળ ગીતમાં 'ચંદન' વૃક્ષમાંથી માદળ બનાવાય છે એવો ઉલ્લેખ મળે છે. પરંતુ ડાંગનાં જંગલોમાં ચંદનવૃક્ષ નથી. દર્શકોની સામે પાંચથી આઠ માદળીઓ માદળ વગાડતા ગોળ કુંડાળામાં નૃત્ય કરે છે. ગીત ગાનારા અને માદળના 'સોહોંગ'નો સૂત્રધાર આડી લાઈનમાં ઊભા રહે છે. માદળીઓ ગીતના તાલે માદળ વગાડે છે. માદળ વાદક વૃંદનો પહેરવેશ વિશિષ્ટ હોય છે. અંગરખું રંગ-બેરંગી હોય છે. ફેર ફૂદળી ફરતી વખતે સુંદર વલય ઊભા કરે છે. પગમાં ઝાંઝર, ગળામાં સરી, આંખમાં કાજળ જેવો શૃંગાર પણ કરે છે. માદળ ગીતો ખૂબ જ લાંબાં હોય છે. ગીતનો રાગ બદલાય તેમ માદળ વગાડવાનો તાલ અને નૃત્યની ચાલ બદલાય છે.

અનુભવી અને કુશળ માદળીઓની કસોટી થાય એવી ફેરફુદરડી ફરીને નૃત્ય કરવાનું આવે, ત્યારે બિનઅનુભવી કે નવો માદળી બાજુમાં ખસી જાય છે. રંગભૂમિ પર રૂપિયાના સિક્કા નાખવામાં આવે છે જે માદળીએ માદળ વગાડતાં વગાડતાં જ લય કે તાલ ચૂકયા વગર વીણી લેવાના હોય છે. આ કાર્ય પણ કુશળ, અનુભવી માદળ-નૃત્યના કલાકાર સહજ રીતે કરી જાણે છે. આમ કૌશલથી ભરપૂર નૃત્ય એટલે જ માદળ નૃત્ય.

નૃત્ય વખતે ગવાતાં ગીતો ઉપરાંત આ નૃત્યના સોહોંગમાં આવતાં 'વેશ'નાં ગીતો પણ ગવાય છે, જે વેશને અનુરૂપ હોય છે. દરેક વેશમાં આવતાં ગીતો

અને માદળનાં ગીતો પરંપરાગત ગીતો છે. વર્ષોથી માદળવાદન સાથે ગવાતાં આ કથાગીતો લાંબાં છે. દરેક ગીતમાં એક લાંબી કથા છુપાયેલી છે. આખું ગીત વર્ણનાત્મક હોય છે. ગીતની દરેક પંકિત ત્રણ-ચાર વખત ગવાય છે.

જેમ કે, સ્વર્ગની ઉત્પત્તિ કયારે થઈ તેની, બાંધણી કોણે કરી, ત્યાં કયો રાજા રાજ્ય કરે છે; તેનો દેખાવ, પહેરવેશ, બંગલો, ઘોડો વગેરેનું વર્ણન સાથે પૃથ્વીથી એ કેટલે દૂર છે તેનું વર્ણન કરતું ગીત મળે છે.

માદળની બનાવટ કેવી રીતે કરવામાં આવી? એનો સુથાર કોણ? માદળી કોણ? અને એ માદળીની પત્ની કોણ? વગેરે પ્રશ્નોના જવાબ ગીતમાં મળે છે.

### દ્વારકા શોધનું ગીત

યેશ કા પાહુને યેશ કા પાહુને
દ્વારકા જાઉંને, દ્વારકા જાઉંને...
અહુન દ્વારકા શોધ લાગી લે...
અહુન દ્વારકા કોડેક દૂર ...
અહુન દ્વારકા બુહુ જ દૂર...
દ્વારકા જાવલા દિવસ બૂડ...
દ્વારકા બાંધલી કથલાને...
પાઉસ વરસે મોતિયાને...
દ્વારકા બાંધલી સોનિયાને...
પાઉસ વરસે મોતિયાને...
દ્વારકા બાંધલે હારોહાર...
તડ વ હૈ યે ભવાનીગઢ...
તડ વ હૈ યે નીળુ વ રાજા...
નીળુ રાજાની નીળી પાઘડી...

નીળુ રાજાની નીળાં વ ઘોડા...
નીળુ રાજાના નીળાં ધોતીર...
નીળુ રાજાની પીળવાં પાડાંત...
નીળુ રાજા ઘોડે બસીલા...
નીળુ રાજા બની નીંગેલા...

◈

'માદળ' ઉત્પત્તિ ગીત

ચંગી સુથાર... ચંગી સુથાર...
વાકસ, કીકરા ઘેઉન નીંગેલા...
વન જોહીલા રે, ચંદનલા માન...
હાથ જોડેલા વ, પાયા પડાલે...
હાથ જોડેલા વ, ભંડારા લાવલે...
ઘાવ મારેલા વ, ઘાવ મારેલા ...
ઘરની પડલાવ, ઘરની પડેલા...
સરસતી ઉચલાલે, સરસતી ઉચલાલે...
સુથાર ઘરી લેવુન થેવલે...
તડુન સારસતી ઉચલાલે...
ચંબાર ઘરી લેવુન થેવલે...
ચંબારી મડાલેવ, ચંબારી મડાલે...
માદળી ઘરી લેવુન થેવલે...
રંભા પાતર વ રંભા પાતર...
ધનીદેવ નટવા વ, ધની દેવ નટવા...
કાળે સોંહગી વ, કાળે સોહંગી...

સાયદેવ ગાનાર વ, સાયદેવ ગાનાર...
નીંગલા દરબાર વ, નીંગલા દરબાર...
માંડલા કારભાર વ, માંડલા કારભાર...

'માદળ' માટે 'સરસતી' શબ્દ-નામથી કે 'માદળ'ને અહીં 'સરસતી' તરીકે ઓળખવામાં આવે છે. 'સરસતી' એ પ્રાકૃત શબ્દ છે જેનો મતલબ 'સરસ્વતી' એવો થાય છે.

### સોહંગ ગીત

માહરીન બાઈનાં પોસાં વ રડ્અ...
હીરવાને વ કીલવાને...
પોસાં રડ્અ કાસા વ સાર્ટી...
પોસાં રડ્અ ભાકર વ સાર્ટી...

◈

તાતી ખીચડી સેળાં ભાત
બામુન ગેં દારક...
તાતી ખીચડી સેળાં ભાત
બામુન ગે દારક...
સાગિયાં ઉખળ વ, ખયીરાં મુસળ...
કાંડનાં કાંડ વ દોગે બહની...
પાખડનાં પાખડ વ દોગે બહની...

માદળનો ખેલ કેવળ મનોરંજનના હેતુથી જ કરવામાં આવે છે. એમાં ભજવાતા વેશ નાની નાની નાટિકાઓ જ છે પણ એમાં સમાજ શિક્ષણનું ઉત્તમ તત્ત્વ છુપાયેલું છે. લગ્ન વખતે કરવામાં આવતો માદળનો ખેલ લાંબો હોય છે. જ્યારે

કેવળ મનોરંજન માટે થતો ખેલ એક રાત્રિ પૂરતો જ હોય છે. સમગ્ર ડાંગમાં અને મહારાષ્ટ્રના વિસ્તારમાં થતો આ નૃત્યનો પ્રકાર લગભગ સમાન છે, પરંતુ ભજવણીની રીત નોખી હોવાનો પુરેપૂરો સંભવ રહેલો છે.

આ નૃત્યને માણવા માટે લોકો આતુર રહે છે. આખી રાત્રિ થતાં આ ખેલમાં દર્શકો થાકતા નથી.

**કલાના વાહકો**

માદળના બધા જ કલાકારો ખેડૂત છે. ખેતી અને એની સાથે જોડાયેલી મજૂરી એમનો મુખ્ય વ્યવસાય છે. માદળ નૃત્ય તેમનો વ્યવસાય નથી. કેવળ મનોરંજન અને સામાજિક જરૂરિયાતના ભાગરૂપે તેઓ આ નૃત્ય સાથે જોડાયેલા છે. અહીં ડાંગ જિલ્લાના લવારીયા ગામની નૃત્ય મંડળીના કલાકારોની કલાનો પરિચય મુક્યો છે.

૧૫ ઓક્ટોબર, ૨૦૧૦ના રોજ સાપુતારામાં યોજાયેલ મેળામાં માદળનૃત્ય રજૂ કરનાર કલાકારોના નામ

**સૂત્રધાર**

બાલુભાઈ વાળલભાઈ ગવળી, ઉંમર-૫૮

◈

**સોહંગી**

બત્તીસિંગભાઈ ફૂલુભાઈ પવાર, ઉંમર-૫૬

સોન્યાભાઈ અવસુભાઈ બાગુલ, ઉંમર-૫૦

સોમાભાઈ ગોંદુભાઈ પવાર, ઉંમર-૫૮

◈

**ગાયક**

બાપુભાઈ જીવલ્યાભાઈ જાદવ, ઉંમર–૬૨

દેવરામભાઈ શિવરામભાઈ ગાવિત, ઉંમર–૪૫

માંગુભાઈ ગંગાભાઈ જાદવ, ઉંમર–૪૮

ચંબારભાઈ જાનુભાઈ ધૂમ, ઉંમર–૪૦

◈

**વાદક**

રામાભાઈ સયજ્યાભાઈ જાદવ, ઉંમર–૪૯

ગોંધ્યાભાઈ અવસુભાઈ બાગુલ, ઉંમર–૫૭

માહદુભાઈ મંગુભાઈ સુરકાર, ઉંમર–૬૦

ચંદુભાઈ ધર્મુભાઈ બાગુલ, ઉંમર–૪૫

◈ ◈ ◈



# તારપા – પાવરી નૃત્ય

# તારપા - પાવરી નૃત્ય

ડાંગનું પ્રસિદ્ધ પિરામિડ નૃત્ય એટલે તારપા-પાવરી નૃત્ય. આ નૃત્ય શરણાઈ 'કાહળ્યા' પર પણ થાય છે. સમગ્ર ડાંગમાં જ નહિ ગુજરાત પ્રદેશમાં દેશમાં અને વિદેશમાં પણ તારપા-પાવરી નૃત્યો થયાં છે અને વખણાયાં છે.

સ્ત્રી અને પુરુષો એટલે કે યુવક અને યુવતીઓ ભેગાં મળીને સાથે નૃત્ય કરે છે. આ નૃત્યમાં ગીતો આવતાં નથી માત્ર તારપા-પાવરીના સૂરે અને ઢોલકના તાલે યુવકો અને યુવતીઓ મન મૂકીને નાચે છે. બધાં નૃત્ય કરતાં આ નૃત્ય થોડું જુદું પડે છે. અહીં દર્શક કરતાં નૃત્યકારના આનંદની ખાસ અભિવ્યક્તિ રહે છે. શરણાઈના સૂર,પાવરીનો નાદ કે ઢોલકની થાપ યુવક-યુવતીને નૃત્ય માટે ઘેલાં કરી મૂકે છે. જેમ કૃષ્ણની વાંસળીનો સૂર સાંભળી ગોપીઓ ઘેલી થતી એવું આપણા કવિઓ કહે છે. પણ અહીં તો યુવાન હૈયું સાક્ષાત હિલ્લોળે ચઢે છે.

આ નૃત્યનો ઉદ્‌ભવ આનંદની અભિવ્યક્તિ માટે થયો છે એવું ચોક્કસ પણે કહી શકાય. વર્ષના કોઈ પણ દિવસે આ નૃત્ય થઈ શકે છે. પરંતુ મોટે ભાગે આનંદનો દિવસ હોય, ઉત્સવ હોય કે લગ્ન જેવી ઉજવણીનો દિવસ હોય ત્યારે ખાસ આ નૃત્ય થાય છે. આખી રાત્રિ નૃત્ય કરતાં યુવક-યુવતીઓ થાકતાં નથી.

પાવરી કે શરણાઈના સૂર બદલાય તેમ ચાળા બદલાય છે. આ નૃત્યમાં પાવરીવાદક જાતે જ સૂર બદલાયાની સાથે નૃત્યનો ચાળો બદલાયાની જાણ નૃત્ય વડે કરતો જતો હોય છે. મોટા ભાગના ચાળા પ્રાણીઓની ચાલ સાથે સંકળાયેલા હોય છે. જોકે અનુભવી નૃત્યના કલાકારોના કાને સૂર પડતાં જ તેમને ખબર પડી જાય છે કે હવે કેવો ચાળો છે અને કેવી રીતે સ્ટેપ લેવાનાં છે.

આ નૃત્યમાં કલાકારનું પોતાનું જ સ્થાન મહત્ત્વનું છે. પોતે જેટલું રમવું હોય તેટલું જેટલો જુસ્સો હોય તેટલું નૃત્ય કરવાનું છે. એટલે કે હૈયે રહેલો આનંદ નૃત્ય દ્વારા અભિવ્યક્ત કરવાનો છે કે પછી એમ કહેવાય કે હૃધ્યનો થનગનાટ નૃત્ય વડે રજૂ થાય છે.

લગ્ન પ્રસંગે થતું આ નૃત્ય થોડું અલગ હોય છે. તેમાં વર કે કન્યાને ખાંધે બેસાડીને નચાવવામાં આવે છે. એમાં પણ પોતાની આનંદની અભિવ્યક્તિ જ છુપાયેલી છે.

કલાકારની વેશભૂષા નૃત્ય માટે મહત્વની હોય છે. સામન્ય પરિવેશમાં વેશભૂષા અલગ હોતી નથી. પરંતુ હવે આ તારપા-પાવરી નૃત્ય સ્પર્ધાનું એક અંગી બની ગયું છે ત્યારે આકર્ષક વેશભૂષામાં કલાકારો જોવા મળે છે. સ્ત્રી અને પુરુષો સાહજિક રીતે જ બધાં નૃત્યમાં જોડાતાં હોય છે. પુરુષ-સ્ત્રી એકબીજાની સાથે જોડાયને એક જ હારમાં તાલબદ્ધ રીતે નૃત્ય કરે છે. આ નૃત્યમાં પિરામિડનો આકાર બનાવવો કે અન્ય દાવપેચ કરવા એ બધું કોઈ કાર્યક્રમના ભાગરૂપે નૃત્ય થતું હોય ત્યારે જ થાય છે. આ નૃત્યની તાલીમ લેવી પડતી નથી. એક-બીજાને જોઈને બાળપણથી જ બધાં સહજ રીતે શીખી જાય છે.

### કલાના વાહકો

તારપા-પાવરી નૃત્ય મુખ્યત્વે લગ્ન પ્રસંગમાં જોવા મળે છે. બાળકો, યુવાનો અને આધેડ વયના બધાજ સ્ત્રી પુરુષોને આ નૃત્યનો પરિચય હોય છે. સમગ્ર સમાજ આ નૃત્યમાં સહજ રીતે જોડાય છે. અહીં લોક નૃત્ય મંડળ લવારીયા ગામના કલાકારોનો પરિચય આપ્યો છે.

૧૫ ઓક્ટોબર, ૨૦૧૦ના રોજ સાપુતારામાં યોજાયેલ મેળામાં તારપા-પાવરી નૃત્ય રજૂ કરનાર કલાકારોના નામ

**સૂત્રધાર**

જગનભાઈ આર. પટેલ, ઉંમર-૩૬

◈

**વાદક**

ઝીપરભાઈ સોમાભાઈ ગાવિત, ઉંમર-૩૮
ચિન્તુભાઈ સોમાભાઈ ગાવિત, ઉંમર-૩૫

◈

**કલાકાર**

ચીમનભાઈ ધર્મુભાઈ બાગુલ, ઉંમર-૩૬
નાનજીભાઈ ચિન્તુભાઈ બાગુલ, ઉંમર-૩૨
રામાભાઈ  શિવરામભાઈ ગાવિત, ઉંમર-૩૨
ચંદનભાઈ સુભનભાઈ પવાર, ઉંમર-૩૩
પ્રવીણભાઈ ચંદુભાઈ બાગુલ, ઉંમર-૩૦
ચંપકભાઈ ઝીપરભાઈ ગાવિત, ઉંમર-૨૩
ચેતનભાઈ બુધ્યાભાઈ પવાર, ઉંમર-૨૪
હરિશ્ચંદ્ર કાળુભાઈ  પવાર, ઉંમર-૨૫
યોગેશભાઈ ગોદુંભાઈ બાગુલ, ઉંમર-૨૪
હંસાબેન દેવરામભાઈ ગાવિત, ઉંમર-૧૯
કપિલાબેન સીતારામભાઈ પવાર, ઉંમર-૧૭

શાન્તુબેન ચંબારભાઈ ધૂમ, ઉંમર-૧૬
રેખાબેન ચંબારભાઈ ધૂમ, ઉંમર-૧૫
નિર્મળાબેન મોતીલાલ પવાર, ઉંમર-૧૫
સીતાબેન ઝીપરભાઈ ગાવિત, ઉંમર-૨૦
સુરેખાબેન ચીમનભાઈ બાગુલ, ઉંમર-૧૯
કોંજુભાઈ માહરુભાઈ પવાર, ઉંમર-૪૦

◈ ◈ ◈



# ડુંગર દેવ / માવલીનું ભાયેં નૃત્ય

# ડુંગર દેવ / માવલીનું ભાયેં નૃત્ય

ડુંગર પર વસતિ દેવી 'માતા' એટલે અહીંની સ્થાનિક ભાષામાં 'માવલી'. ડુંગર દેવને 'માવલી'તરીકે પણ ઓળખવામાં આવે છે. આ માવલી એવી માતા છે કે જે પોતાના પુત્રના હિતના આડે આવતાં અનિષ્ટ પરિબળોનો નાશ કરી બરકત અપાવે છે. ઇચ્છિત ફળ અપાવે છે.

કુંકણા સભ્યતાના વિકાસની સાથે જ કનસરી અને માવલી સ્ત્રી-શક્તિની પૂજા અસ્તિત્વમાં આવી હોવાનું મનાય છે. ગુજરાતમાં વસતા કુંકણાઓ અને ડાંગ તથા મહારાષ્ટ્રમાં વસતા કુંકણાઓની માવલીની ઉજવણીની પદ્ધતિઓ તથા સમયમાં તફાવત છે. ગુજરાત વિસ્તારના કુંકણાઓ નવરાત્રિ દરમિયાન 'માવલી' પૂજા કરે છે તે વખતે ખેતરમાં પાક ઊભો જ હોવાથી તેને 'ઊભી કાઠી' ની માવલી કહેવાય છે. જ્યારે ડાંગ તથા મહારાષ્ટ્રના કુંકણાઓ માગશર -પોષ મહિનામાં ડુંગર દેવનો ઉત્સવ ઉજવે છે ત્યારે ખેતીનો પાક કપાઈને ખળીમાં આવી ગયો હોવાથી એને 'આંડી કાંઠી' માવલી કહેવાય છે.

ખેતીની બરકત માટે, ઢોર-ઢાખરના રક્ષણ અને વિકાસ, સંતાનસુખ અને કુદરતની સર્જનશક્તિના અહોભાવ પેટે આ ઉત્સવ ઉજવાય છે. ભલે એક વ્યક્તિ કે કુટુંબના ઘરે માવલી કે ભાયેંની ઉજવણી થતી હોય પરંતુ ઉત્સવમાં આખુ ગામ સ્વેચ્છાએ સામેલ થાય છે.

'ભગત' માવલીની ઉજવણીનો પુજારી છે, 'મુંબે' યજમાન ગણાય છે, તેમના આંગણે માવલીનો ઉત્સવ થાય તેમાં ટાપરા અને પાવરકરની સાથે નૃત્યકારાને 'ભાયેં' કહેવામાં આવે છે. તેઓ હાથમાં 'લેઝિમ' લઈને કે બન્ને હાથે તાળી પાડીને માતાજીની આરાધનાનાં ગીતો ગાય છે.

ડુંગર દેવ નૃત્ય નામ પ્રમાણે ધાર્મિક આસ્થા સાથે જોડાયેલું છે. આ નૃત્ય કેવળ પુરૂષો દ્વારા જ કરવામાં આવે છે. સ્ત્રીઓ આ નૃત્યમાં ભાગ લઈ શકતી નથી. નૃત્યના પાવરી વાદકને પાવરકર કહેવામાં આવે છે. તેના સૂરમાં દૈવી શક્તિ રહેલી છે. તેથી જ તો સાક્ષાત દેવો પણ આ નૃત્યમાં સામેલ થવા આવે છે. એવું માનવામાં આવે છે તેની પ્રતીતિ સાચા ભાવકને જોવા મળે છે. એવું કહેવાય છે.

આ નૃત્યમાં મુખ્ય પાત્ર એટલે 'ટાપરા'. તેના હાથમાં વાંસની જાડી કામડી હોય છે. તેના પર આડા કાપા પાડેલા હોવાથી તેના પર નાની સળીઓ પાડેલી કામડી ફેરવતાં વિશિષ્ટ અવાજ નીકળે છે. તેના તાલે 'ટાપરા' બધાને નૃત્યમાં જોડે છે. ટાપરાની વેશભૂષા બધા કરતાં અલગ હોય છે. તે અરધો નૃત્યકાર ગણાય છે.

આ નૃત્યનો ઉદ્‌ભવ માતાજીના પર્વની ઉજવણીના ભાગરૂપે જ થયો છે. પરાપૂર્વથી ચાલતું આવેલ આ નૃત્ય માત્રને માત્ર માતાની આરાધના વખતે જ થાય છે. નૃત્યકારોને આ નૃત્યમાં એટલા માટે વધુ આનંદ આવે છે કે એમાં માતાજીની આરાધના છુપાયેલી છે. મન મૂકીને માતાજીના આંગણે કે ચોકમાં કે ગઢની ખળી પર નૃત્ય કરવાનો લ્હાવો ઘણા સમય પછી મળતો હોવાથી મન મૂકીને, દિલ દઈને સૌ નાચે છે.

આ નૃત્યમાં પાવરી, ઢોલ, લેજિમ અને દેવકાડી, 'ભોળકાડી'નો સાથ રહે છે. ઢોલ, પાવરી અને લેજિમના તાલે નૃત્યકારો ઝૂમી ઊઠે છે. એ નાદમાં જ્યારે પાવરાની કીરચીનો અવાજ ભળે છે ત્યારે નૃત્યમાં ચાર ચાંદ લાગી જાય છે. આખા નૃત્યનો મદાર 'ટાપરા' પર છે. એ જેવી રીતે નૃત્યની ઉપાડ કરે તેવા (ભાયેં) નૃત્યકારો અનુસરે છે. ટાપરાની સાથે પાવરી વગાડનાર પણ મહત્ત્વનો છે. એના વાજિંત્રમાંથી નીકળતો દૈવી સૂર નૃત્યકારોમાં અનેરું જોમ પૂરો પાડે છે. સામાન્ય જણાતું આ સાધન અલૌકિક શક્તિ ધરાવે છે.

ગીતો અને પાવરીના નાદ-લય મુજબ નૃત્યના ચાળા બદલાય છે. કયારેક તો માત્ર પાવરીના નાદ પર જ નિઃશબ્દ ગીત વગર પણ ખૂબ જ ઉત્સાહપ્રેરક નૃત્ય થાય છે.

આ નૃત્યમાં ગવાતાં ગીતો સ્વાભાવિક રીતે જ દેવીની આરાધનાનાં કે દેવીનો

મહિમા ગાતાં હોય છે. રાત્રે નૃત્યકારો થાક્યા વિના આ નૃત્યમાં સામેલ થાય છે. આ નૃત્યનું સમગ્ર વાતાવરણ ધાર્મિક હોવાથી નૃત્યનો આખો પરિવેશ ભક્તિભાવથી ભરપૂર હોય છે. આ નૃત્યો સંબંધિત કેટલાક ગીતો જોઈએ.

ગાંવાચા ગનપતિ... સોતાલા ખેળુ દે...વ...ગાંવાચા ગનપતિ...
ગાંવાચી ગાંવદેવી... સોતાલા ખેળુ દે...વ... ગાંવાચી ગાંવદેવી...
ગાંવાચા ગાંવરતિ... સોતાલા ખેળુ દે...વ...ગાંવાચા ગાવરતિ...
ગાંવાચા હનવત...સોતાલા ખેળુ દે...વ...ગાંવાચા હનવત...
ગાંવાચા ગાવત્રી...સોતાલા ખેળુ દે...વ...ગાંવાચી ગાવત્રી...
ગાંવાચા બરમ દેવ...સોતાલા ખેળુ દે...વ...ગાંવાચા બરમદેવ...

◈

સોપારીલા પાની લાવુન દે...ઝાડ વાડું દેવ...
સોપારીલા પાની લાવુન દે...
નારેળીલા પાની લાવું દે...ઝાડવાડુ દેવ...
નારેળીલા પાની લાવું દે...
ખજૂરીલા પાની લાવું દે...ઝાડ વાડુ દેવ...
ખજૂરીલા પાની લાવું દે...

◈

ટાપરા તુ જે ડોકીલા કાયર...
મોખોવલે ટોપીર...
ટાપરા તુજે હાથા મધીં કાયર...
સોનેરી કીરચી ર...
નાંદે બયલા ર ચાંદે બયલાચી ઝુમ્બી ઝાલી

નાંદે બયલા ૨ ચાંદે બયલાચી...
ઉઠા, ઉઠા ૨ મેડે મોખવલેસા બાગ મોડેલા
ઉઠા, ઉઠા ૨ મેડે મોખવલે...
નાંદે બયલા ૨ ચાંદે બયલાચી ઝૂમ્બી ઝાલી...
ઉઠા, ઉઠા ૨ મેડે ,સોપારેચા બાગ મોડેલા...
નાંદે બયલા ૨ ચાંદે બયલાચી ઝૂમ્બી ઝાલી...

**કલાના વાહકો**

ભાર્યે ઉત્સવ વર્ષના અમુક દિવસોમાં જ થતો હોવાથી કલાકારો કેવળ 'ભાર્યે'નો ઉત્સવ હોય ત્યારે જ માત્ર માતાની આરાધનામાં સહભાગી થવાના આશયથી નૃત્યમાં જોડાય છે. આ બધા જ ખેતી સાથે સંકળાયેલા કલાકારો છે, પરંતુ ડુંગરાળ પ્રદેશમાં ખેતીની અવધિ ઓછી હોઈ છૂટક મજૂરી પણ કરે છે. ક્યારેક ડાંગનો વિસ્તાર છોડી અન્યત્ર મજૂરી અર્થે પણ જાય છે.

૧૫ ઓક્ટોબર, ૨૦૧૦ના રોજ સાપુતારામાં યોજાયેલ મેળામાં ડુંગર દેવ/ માવલીનું ભાર્યેનૃત્ય રજૂ કરનાર કલાકારોના નામ

**ટાપરા**

બાપુભાઈ વાળલભાઈ ગવળી, ઉંમર-૫૮

◈

**ઢોલક વાદક**

ચીમનભાઈ ધર્મુભાઈ બાગુલ, ઉંમર-૩૬

◈

**પાવરી વાદક**

ઝીપરભાઈ સોમાભાઈ ગાવિત, ઉંમર-૩૮
રામાભાઈ સયજ્યાભાઈ જાદવ, ઉંમર-૪૯

◈

**કલાકાર**

સોન્યાભાઈ અવસેભાઈ બાગુલ, ઉંમર-૫૦
ગોંદુભાઈ અવસુભાઈ બાગુલ, ઉંમર-૫૮
દેવરામભાઈ શિવરામભાઈ ગાવિત, ઉંમર-૪૫
માંગુભાઈ ગંગાભાઈ જાદવ, ઉંમર-૪૮
ચંબારભાઈ જાનુભાઈ ધૂમ, ઉંમર-૪૦
બત્તીસિંગભાઈ ફૂલુભાઈ પવાર, ઉંમર-૫૬
ચંદુભાઈ ધર્મુભાઈ બાગુલ, ઉંમર-૪૬
માહદુભાઈ મંગુભાઈ સુરકાર, ઉંમર-૬૦
જગનભાઈ રામજીભાઈ ઠાકરે, ઉંમર-૩૬
ચિન્તુભાઈ સોમાભાઈ ગાવિત, ઉંમર-૩૫
રામાભાઈ શિવરામભાઈ ગાવિત, ઉંમર-૩૨
ચંદનભાઈ શુભનભાઈ પવાર, ઉંમર-૩૩
પ્રવીણભાઈ ચંદુભાઈ બાગુલ, ઉંમર-૩૦
ચંપકભાઈ ઝીપરભાઈ ગાવિત, ઉંમર-૨૩
ચેતનભાઈ બુધેભાઈ પવાર, ઉંમર-૨૪
હરિચંદ કાળુભાઈ પવાર, ઉંમર-૨૫
યોગેશભાઈ ગોંદુભાઈ બાગુલ, ઉંમર-૨૪
ચંદુભાઈ રામજીભાઈ ઠાકરે, ઉંમર-૩૩

# ઠાકર્યા નૃત્ય

ડાંગનાં પ્રસિદ્ધ નૃત્યોમાંનું એક નૃત્ય તે 'ઠાકર્યા' તરીકે ઓળખાતું લોકનૃત્ય. કેવળ પુરુષો દ્વારા થતું કે ગવાતું આ લોકનૃત્ય અન્ય નૃત્યો કરતાં રજૂઆત અને માન્યતાની રીતે જુદું પડે છે. વરસાદ પછીના થોડા જ દિવસો બાદ શરૂ થતું અને દિવાળીએ પૂર્ણ થતું આ નૃત્ય એ સમય બાદ થતું નથી. ડાંગ અને મહારાષ્ટ્રના કેટલાક વિસ્તારોમાં આ નૃત્ય થાય છે. ગુજરાતના અન્ય આદિવાસી વિસ્તારમાં આ નૃત્ય થતું નથી.

ડાંગના ડુંગરો અને ગાઢ વનમાં વસતા આદિવાસી સમાજની સહજ અભિવ્યક્તિ આ નૃત્યમાં જોવા મળે છે. પ્રદેશની સીધી અસર આ નૃત્યમાં જોવા મળે છે. નૃત્યનો ઉદ્‌ભવ આનંદની અભિવ્યક્તિ માટે હોય છે. એ સંદર્ભે આ નૃત્યનો ઉદ્‌ભવ 'આનંદની અભિવ્યક્તિ' જ છે. વરસાદ પછી કામકાજમાં વધારો થાય છે. તેથી વાવણી થતાંની સાથે જ આ નૃત્યની શરૂઆત થાય છે. કુંકણાઓ મૂળે કૃષિ સાથે સંકળાયેલા છે. માટે નૃત્યમાં કૃષિના સંદર્ભો પણ આવે જ છે.

આષાઢ મહિનાની અમાસના દિવસે ડાંગમાં 'તેરા'નો ઉત્સવ થાય છે. આ દિવસ સુધીમાં ખેડૂતો વાવણીના કામકાજમાંથી પરવારી ગયા હોય છે. તે દિવસથી આ નૃત્યનો પ્રારંભ થાય, તે દિવાળી સુધી ચાલે છે. ત્યાર બાદ આ નૃત્ય કરવાનું વર્જ્ય ગણવામાં આવે છે. તે પુનઃ બીજા વર્ષે વરસાદ પછી 'તેરા'નો ઉત્સવ આવે અને ઠાકરિર્યા શરૂ થાય છે. આ નૃત્યને વરસાદની વધામણીનું નૃત્ય કહી શકાય.

આ નૃત્ય ક્યારથી શરૂ થયું હશે તે અંગે કોઈ ચોક્કસ-નિશ્ચિત સમયગાળાની માહિતી ઉપલબ્ધ નથી. વડીલો પાસેથી મળતી માહિતી અનુસાર પરંપરાગત રીતે આદિકાળથી આ નૃત્ય થાય છે. એવું પણ માનવામાં આવે છે કે, દેવો દ્વારા

થતું નૃત્ય પાછળથી માનવી કરતો થયો.

અભાવ અને મુશ્કેલીઓ વચ્ચે જીવતો આદિવાસી પોતાના આનંદની અભિવ્યક્તિ માટે ખૂબ જ થોડાં સાધનોમાંથી મનોરંજન મેળવવાનું શીખ્યો છે. માટે જ તો આ નૃત્યનાં સાધનોમાં કેવળ એક ઢોલ અને બીજો પતરાનો ડબ્બો. બે સાધનો વડે નૃત્યનો અનહદ આનંદ ડાંગના આદિવાસીઓ મેળવે છે.

ઠાકર્યા નૃત્ય સાંજના સમયે અને ઉત્સવ હોય તો દિવસે આ નૃત્ય થાય છે. યુવકો અને આધેડ વયના પુરૂષો પણ આ નૃત્યમાં સહભાગી થાય છે. આબાલ વૃદ્ધ બધાને સરખો આનંદ આપતા આ નૃત્યને માણવું એ એક લ્હાવો ગણી શકાય, એથી ય વિશેષ આ નૃત્યમાં અંગ-કસરતના જે દાવપેચ રજૂ થાય છે એ વિશેષ મહત્ત્વના છે. કેવળ નૃત્ય જ નહિ, આવા દાવ રજૂ કરતી વખતે શરીર-સૌષ્ઠવ અને મજબૂત બાંધો હોવો જરૂરી છે.

આ નૃત્યની અભિવ્યક્તિ એકંદરે સાદી અને સરળ છે. નૃત્યકારો પગે ઘુંઘરુ બાંધીને ગોળ કુંડાળામાં અથવા તો લંબચોરસ આકારે ચાર-ચાર કે ત્રણ -ત્રણની લાઇનમાં આગળ-પાછળ જઈને નૃત્ય કરે છે. સાંજે વાળુ કર્યા પછી ગામના યુવકો અને નૃત્ય રસિકો ગામના ચોરે ભેગા થાય અને નૃત્યનો આરંભ કરે. કયારેક કોઈના ઘરનું આંગણું પણ તેમની રંગભૂમિ બની શકે છે. નૃત્યમાં એક ઢોલી બીજો ડબ્બો વગાડનાર અને થોડા ગીત ગાનારા હોય છે. બાકીના આઠથી દસ કરતા વધારે નૃત્યકારો હોય છે.

ઠાકર્યા નૃત્યમાં પ્રારંભે 'નમન ગીત' ગવાય છે. બીજાં ગીતોમાં પ્રકૃતિ-પ્રણય જેવા વિષયોની સાથે ખેતી, વૃક્ષ, નદીની સાથે સાથે માનવ જીવની બાબતો વણી લેવામાં આવે છે. દેવ-દેવી વિનાનું નૃત્યગીત હોય તો જ નવાઈ કહેવાય. રામ-સીતા, શંકર-પાર્વતી, હનુમાન જેવાં દેવ-દેવીઓ કથા, વાર્તા અને ગીતોમાં અચૂક આવે જ.

પ્રથમ ગીતને 'નમનગીત' કહેવામાં આવે છે. આ ગીત પછી જ બીજાં ગીતોથી નૃત્યનો આરંભ થાય છે. 'નમનગીત' અર્થાત્ 'વંદના'. સંસ્કૃત સાહિત્યમાં ઇષ્ટદેવની સ્તુતિ અથવા નાંદી શ્લોક ગવાય, મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં 'મંગલાચરણ'

આવે છે. તેમ ઠાકર્યા નૃત્યની શરૂઆત આ 'નમનગીત'થી થાય છે.

આ નમનગીત ગાતી વખતે નૃત્યકારો નૃત્ય કરતા નથી. તેઓ પણ ગીત ગાનારાઓ સાથે જ બેસીને ગીત ગાવાની અનોખી પરંપરા છે. આ નૃત્યનું આ 'નમનગીત' પણ જાણવા જેવું છે.

હરે, કરુ નમન રે...
હો...ઓ...ધરતી માતાલા રે...
અરે, કરું નમન રે...
હો...ઓ...ગાવતરી માતાલા રે...

પ્રથમ વંદના ધરતી માતાની થાય છે. (પહેલું નમન ધરતીનું કરવા પાછળ પણ કેટલીક માન્યતાઓ છુપાયેલી છે. જેમ કે, ધરતી એ આપણી માતા છે. અન્નદાત્રી છે, તેથી તેની પહેલી વંદના થાય એ જરૂરી છે. બીજું કે ધરતીના ખોળે નૃત્ય કરવાનું છે તેથી પણ એની વંદના પહેલી આવે.) પછી ગાવતરી અર્થાત્ ગાય માતાની વંદના, અન્નની દેવી કનસરી, વાઘદેવ, નાગદેવ, ચંદ્ર, સૂર્ય, ગાંવદેવી, હનુમાનદાદા, વગેરે દેવોની વંદના પછી ઢોલી, નૃત્યકાર, ગીત ગાનારની વંદના થાય છે. અંતે ગામના આગેવાનો અને છેલ્લે 'દર્શકો'ની વંદના થાય છે.

વંદના પછી પગે ઘુંઘરું બાંધીને નૃત્યકારો નૃત્યનો પ્રારંભ કરે છે. ગીતો ગવાતાં જાય. નૃત્યકારો એક પછી એક 'ચાળા'ઓ પર નૃત્ય કરતા જાય. ગીતોની રમઝટ, નૃત્યનો તાલ અને એમાં ભળે ઢોલનો નાદ. આવો ગીત, સંગીત અને નૃત્યનો સુંદર ત્રિવેણી સંગમ માણવો એ એક લ્હાવો છે.

ગીતના વિષયો વિવિધ ભાવ પ્રગટ થતો જોવા મળે છે. પ્રણય ભાવને પ્રગટ કરતું શૃંગારગીત આ નૃત્યમાં ગવાય ત્યારે યુવાન હૈયું હિલ્લોળે ચઢ્યું હોય તેવું લાગે છે. પરંપરાથી ગવાતાં આ નૃત્યગીતમાં કવિત્વની ઝલક દેખાય છે.

અવ, મોહનાં નીંગેલી પાનેલા ઘુના ધુયેલા...
મોહનાં નીંગેલી પાનેલા ઘુના ધુયેલા...

અવ, નાકાચી નથની કાય ગ કેલી...
નાકાચી નથની કાય ગ કેલી...
અવ, દિલ બાઈ દિલે મી રાજાલા ઘને સાયબાલા...
દિલ બાઈ દિલે મી રાજાલા ઘને સાયબાલા...

મોહના પાણી  ભરવા નીકળી છે. પરંતુ એના શરીર પરનો શૃંગાર અસ્તવ્યસ્ત છે, નાકમાં નથણી નથી. કપાળ પરનો ચાંદલો નથી. ગળાનો હાર નથી. માથે બાંધેલી રિબન નથી. પગના ઝાંઝર પણ નથી. સખી આ બધું કયાં ગયું? એના પ્રત્યુત્તરમાં મોહાના કહે છે, આ બધું તો મેં મારા રાજા, મારા ધણીને આપ્યું છે. આવા અનેકવિધ વિષયોને રજૂ કરતાં ગીતો રાતભર ગવાય, અને ખેલેયાઓ–નૃત્યકારો મન મૂકીને નાચે છે. જેટલું સુંદર ગીત એટલો જ નૃત્યકારને વધુ આનંદ આવતો હોય છે.

સાધુ–સંતોની વાતો, નદીમાં આવેલા પૂરની વાત હોય કે મહાદેવ મૃત્યુલોકમાં વિહાર કરવા નીકળ્યા હોય, મા પાર્વતી સાથે એનું વર્ણન કરતાં  અદ્‌ભુત ગીતો લોકકંઠે સાંભળવા મળે છે.

જૂના વખતમાં લોકો પાસે મનોરંજનનાં કોઈ સાધન ન હતાં. તેવા સમયે આ ‘લોકનૃત્ય’ની પુષ્કળ ચાહના હતી. આજે નવા જમાનાનાં મનોરંજનનાં સાધનો એટલાં બધાં ઉપલબ્ધ થયાં છે કે હવે આ સાંસ્કૃતિક વિરાસત સમી કલા વિસરાતી જાય છે. તેવા સમયે પણ આ નૃત્ય મંડળી એ લોકનૃત્યકલાને જીવંત રાખી રહી છે તે ધન્યવાદને પાત્ર છે. તેથી પણ આગળ વધીને કહેવું હોય તો કહી શકાય કે, આધુનિક મનોરંજનનાં અનેક માધ્યમો વચ્ચે પણ આ લોકકલા જીવંત રહી છે એ જ એની મોટી સિદ્ધિ છે.

### કલાના વાહકો

ઠાકર્યાનૃત્ય લોકો જન્મજાત રીતે એક–બીજાને જોઈને શીખી જતાં હોય છે. એમ પેઢી દર પેઢી પરંપરાથી આ નૃત્ય થતું આવતું હોવાથી એમાં સમય પ્રમાણે થોડાઘણા ફેરફાર થવાની પૂરી સંભાવના છે. બાર ગાંવે બોલી બદલાય તેમ

મંડળીએ નૃત્યની ભજવણીમાં કે પહેરવેશમાં કે રજૂઆતમાં તફાવત રહે જ છે. એ બાબત ખાસ નોંધવી રહી. ઠાકર્યાનૃત્ય ઉત્સવ સાથે જોડાયેલું છે તેથી તે વર્ષે એક જ વખત જોવા મળે છે, પરંતુ કેટલાક કલા મંડળો દ્વાર આ નૃત્યને જાળવી રાખવામાં આવ્યુ છે. અહીં સર્વોદય યુવક મંડળ બરડા (વઘઈ)ના કલાકારોનો પરિચય આપ્યો છે.

૧૫ ઓક્ટોબર, ૨૦૧૦ના રોજ સાપુતારામાં યોજાયેલ મેળામાં ઠાકર્યાનૃત્ય રજૂ કરનાર કલાકારોના નામ

**ઢોલક વાદક**

સકારામભાઈ કાળુભાઈ, ઉંમર-૪૧

◈

**ગાયક**

ગંગાભાઈ ફેલુભાઈ, ઉંમર-૪૨
રતનભાઈ ઝુલુભાઈ, ઉંમર-૩૬
મોવજભાઈ કાળુભાઈ, ઉંમર-૩૭

◈

**કલાકાર**

સજનભાઈ સોનુભાઈ, ઉંમર-૪૩
મનજીભાઈ કાળુભાઈ, ઉંમર-૪૦
ગનાભાઈ સોમાભાઈ, ઉંમર-૩૮
મનસુખભાઈ ધનજીભાઈ, ઉંમર-૫૦
સયજયાભાઈ કમલભાઈ, ઉંમર-૩૫

સીલુભાઈ નવલભાઈ, ઉંમર-૩૮
સીવલ્યાભાઈ લાછુભાઈ, ઉંમર-૩૭
દેવલભાઈ કાસ્યાભાઈ, ઉંમર-૩૫
બનસુભાઈ લક્ષુભાઈ, ઉંમર-૩૩
ગમજ્યાભાઈ રણછોડભાઈ, ઉંમર-૪૨
મોવજ્યાભાઈ જતરિયાભાઈ, ઉંમર-૩૮
સોનીરાવભાઈ ચંદુભાઈ, ઉંમર-૩૫
લાહનુભાઈ ચીમન્યાભાઈ, ઉંમર-૩૩
ગણેશભાઈ રડકયાભાઈ, ઉંમર-૪૨
જયુભાઈ  સોમાભાઈ, ઉંમર-૩૯
માહદુભાઈ કાળુભાઈ, ઉંમર-૪૫

◈ ◈ ◈

# તૂર નૃત્ય

પશુ-પંખીઓ પણ આનંદને બેવડો કરવા નૃત્યને માણે છે. જેમકે ચકલી ધૂળમાં રમીને નૃત્ય કરતી હોય, મોર કળા કરીને નૃત્ય સાથે આનંદનો ભાવ પ્રગટ કરતો હોય છે. અન્ય પ્રાણીઓ પણ ઉછળકૂદ કરતાં દેખાય છે તે હકીકતમાં એમના માટે એક પ્રકારનું નૃત્ય જ હોય છે. એ પ્રકારે દરેક જીવો ઉત્સાહિત ક્ષણને માણતા હોય છે. એ જ રીતે માનવી પણ જ્યારે આનંદિત હોય ત્યારે કોઈ ને કોઈ પ્રકારે નાચી ઊઠે એ સ્વાભાવિક છે. કેમ કે, માનવી પણ એક ઊર્મિશીલ જીવ છે. જીવનના નાના-મોટા પ્રસંગો-ઉત્સવો ટાણે માનવીનાં મન-શરીરમાં પણ ઉત્સાહ સંચારિત થાય છે અને એનું પ્રાગટ્ય નૃત્ય દ્વારા થાય છે. જ્યારે નૃત્ય દરેક હલનચલન કરી શકતા જીવમાં જોવા મળતું હોય ત્યારે દરેક જૂથમાં નૃત્યના પ્રકાર અલગ અલગ હોય અને વાદ્યો અને સંગીતની સૂરાવલીઓ પણ વિવિધ પ્રકારે હોય, તેમ ધોડીઆ આદિવાસીઓનું તૂર નૃત્ય પ્રચલિત છે.

ધોડીઆ સહિતનો આદિવાસી સમુદાય ખેતીની અને પશુપાલન સાથે સંકળાયેલ. પશુપાલન હોય એટલે પશુઓને ચરાવવાનું કામ બહુધા કિશોર વયના છોકરાઓ કે પુરુષોએ કરવાનું હોય. પશુઓને ચરાવવા જંગલમાં લઈ જવામાં આવે ત્યારે ઢોરો ચરાવીને આરામ કરવાના સમયે બધાં ઢોરોને એક જગ્યાએ એકત્ર કરવામાં તે જગ્યાને ગોઠો કે ગોઠણ કહેવામાં આવે છે. ત્યાં પશુપાલકો-ગોવાળો જુદી જુદી રમતો, અલગ અલગ ગીતો, વિવિધ પ્રકારનું સંગીત કે પછી હળવી ધીંગામસ્તી વગેરેથી મનોરંજન મેળવે છે. આમ જ જ્યારે ગોઠા ઉપર ગોવાળો ભેગા થયા હોય ત્યારે ઉપલબ્ધ સાધનોની મદદથી મનોરંજન પામવાના આશય સાથે ઢોરો ચરાવવા માટે રાખવામાં આવેલ લાકડીઓ ભીની જમીનમાં ખોસીને બેથી ત્રણ ફૂટ જેટલા ઊંડા અને ત્રણ-ચાર ઇંચ પહોળા ગૂમ પાડવામાં આવતા

અને  આવા એક થી વધુ ગૂમ પાડી એની ઉપર બંને હાથોની થાપ મારીને વિશિષ્ટ અવાજો કાઢવામાં આવે છે. આ સુરાવલિઓના સથવારે ગોવાળો ઝૂમતા હોય છે. સૂરાવલિઓ રેલાવવા માટે  આ જે દરો બનાવવામાં આવે છે એ ધોડીઆ ભાષકો 'ભોપીલા' કહે છે એટલે જ ગોવાળો માટે જંગલમાં મનોરંજનનું કોઈ અન્ય સાધન ન હોય ત્યારે આ 'ભોપીલા' મહત્ત્વના બની રહે છે.

કહેવાય છે કે પ્રાચીન કાળમાં આ 'ભોપીલા' જ પરિવર્તન પામતાં 'તૂર' જેવા વાદ્યમાં પરિણમ્યા, કારણ કે 'તૂર'ની બનાવટ પણ કંઈક આ જ પ્રકારની જોવા મળે છે. ગારા-માટીને ઘાટ આપી પકવવામાં આવેલ નળાકારને 'કાંઠો' કહેવામાં આવે છે. આ કાંઠાની એક બાજુનો વ્યાસ આશરે સવા ફૂટ જેટલો અને બીજી બાજુનો વ્યાસ એકાદ ફૂટ જેટલો હોય છે. આ કાંઠા પર બંને બાજુએ ચામડું ચઢાવી ચામડાની જ દોરીથી ત્રીસ-બત્રીસ કાણાંઓ દ્વારા કઠણ બાંધવામાં આવ્યું હોય. આ રીતે ચર્મવાદ્ય 'તૂર' તૈયાર થયું હોય છે. જ્યારે તૂર વગાડવાનું હોય ત્યારે સૂરાવલીઓ સરસ રીતે રેલાય તેમજ અવાજ કડક થાય તે માટે ચામડાના મધ્ય ભાગે 'ભેણ' લગાડવામાં આવે છે. આ ભેંણ એટલે ડાંગરની પૂળી સળગાવીને તેમાં રાંધેલા ભાતનું મિશ્રણ કરી બનાવવામાં આવેલ ચીકાસવાળો પદાર્થ. તૂરની સાથે લગભગ પોણા ફૂટનો વ્યાસ ધરાવતી કાંસાની થાળી ઉપર લગભગ એટલી જ લંબાઈ ધરાવતી લાકડી પીટીને વગાડવામાં આવે છે.

તૂર વાદન હંમેશાં થાળીના સથવારે જ કરવામાં આવતું હોય છે. આની પાછળ એવી પણ એક માન્યતા પ્રવર્તે છે કે 'તૂર' એટલે 'દેવ'નું અને 'થાળી' એટલે 'દેવી'ની. તૂર વાદન શુભ અને અશુભ બંને પ્રસંગે થતું હોય છે., ફેર એટલો કે શુભ પ્રસંગે વગાડવામાં આવતા અને અશુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા (ચાળા એટલે તૂર વગાડવાની વિશિષ્ટ પદ્ધતિ) અલગ અલગ હોય છે. શુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા સાથે વિવિધ  પ્રકારના ચાળાને અનુરૂપ નાચણું પણ હોય અને અશુભ પ્રસંગોએ વગાડવામાં આવતા ચાળા વખતે નૃત્ય હોતું નથી. જેવી રીતે નૃત્યકારોએ નાચવું હોય એ ચાળાને અનુરૂપ 'લ્હેરયું' ગવાય અને એ રીતે વાદકોએ વગાડવું પડે. નહીંતર નૃત્યકારો 'નાંઈ...' 'નાંઈ...' બોલી ઇન્કાર કરે. યોગ્ય ચાળો વાગતાં જ નાચનારાઓ ઝૂમી ઊઠે અને નૃત્યનો ધમધમાટ થાય. ધાર્મિક વિધિવિધાન ટાણે જે દેવનો ચાળો વગાડવામાં આવે છે

ત્યારે નૃત્ય નહીં પણ એમાં દેવોને રીઝવવાનો ભાવમાત્ર હોય છે.

અશુભ પ્રસંગે એટલે કે કોઈનું અવસાન થયું હોય ત્યારે જે ચાળાઓ વગાડવામાં આવે એના થકી સાંભળનારાઓમાં સંવેદના પેદા થતી હોય છે. વળી જૂના સમયથી ચાલી આવતી આ પદ્ધતિમાં સંદેશા-વ્યવહારનાં ટાંચાં સાધનોની ખોટ પુરાતી હોય છે. કોઈનું અવસાન થતાં વગાડવામાં આવતો ચાળો વાગતાં ગામની કે આસપાસનાં લોકોને ખબર પડી જાય કે કયાંક અશુભ ઘટના બની છે. શબને લઈને જે કંઈ ક્રિયાઓ કરવામાં આવતી હોય તે પ્રમાણેના અલગ અલગ ચાળા વાગતા હોય તે ઉપરથી આસપાસનાં સાંભળનારાઓને ખ્યાલ આવી જાય કે હવે શબને સ્મશાને લઈ જવા માટે ઘરની બહાર આંગણે લાવી વિધિઓ કરવામાં આવી રહી છે., સ્મશાન તરફનું પ્રયાણ થઈ રહ્યું છે., સ્મશાને પહોંચી ગયા પછી પણ તે પ્રમાણેનો ચાળો વાગતો હોય. આમ, અગાઉ તો આ તૂર વાદન જ આસપાસ સંદેશો પહોંચાડવાનું કામ કરતું એમ કહેવાય તો ખોટું નથી. મરણ પછીનાં ક્રિયાકર્મ ‘દહાડા’ વખતે પણ તૂરના વિવિધ ચાળા વાગતા હોય અને તૂરિયાના ચાળા પ્રમાણે વિધિઓ આગળ ધપતી હોય છે. કેટલીક વિધિઓમાં તૂરિયો જ મુખ્ય વ્યકિત તરીકે હોય. જો કે સમયના વ્હેણ સાથે બદલાવ જોવા મળે છે.

લગ્ન જેવા સમયે તૂરિયા આવી જાય એટલે પદ્ધતિસરનું એમનું સ્વાગત બહેનો દ્વારા કરવામાં આવે છે. નાની-મોટી દરેક વિધિઓ સમયે તૂરવાદન અચૂક હોય જ. લગ્ન ટાણે પીઠી લગાવવાના દિવસથી જ તૂરનો નાદ સંભળાતો હોય પરંતુ માંડવાના દિવસે એટલે કે લગ્નના આગલા દિવસે રાત્રે તૂરનૃત્યની અનેરી રંગત જામે છે. સંપન્ન પરિવાર હોય અને જો બે કે વધુ તૂરિયાઓ ભેગા થયા હોય ત્યારે તૂરિયાઓમાં સ્પર્ધા જામે અને એનો આનંદ નૃત્યકારો ભરપૂર માણે. તૂરિયાઓને મથાવવા નૃત્યકારો એમના વાદનને નાપસંદ કરી જમીન ઉપર બેસી જાય અને તૂરિયા વિવિધ ચાળા વગાડી નૃત્યકારોને મનપસંદ ચાળા સાથે નાચવા જાણે કે રીતસર મનાવતા હોય ત્યારે અનોખો માહોલ સર્જાય છે. નાચવામાં એવું નથી હોતું કે સૌ અલગ અલગ નાચતા હોય ! પાંચ, દસ, કે પચ્ચીસ જેટલા નૃત્યકારો નાચવા માટે એકત્ર થયા હોય એ દરેક એક-બીજાની કમરમાં હાથ નાખીને જોડી બાંધીને વિવિધ ચાળા સાથે વિશિષ્ઠ શૈલી પ્રમાણે નાચતા હોય છે. તૂર-નૃત્યમાં

ભાઈઓ-બહેનો ભેગા જોડી બાંધીને નાચતાં જેના માટે 'ઝાવડો બાંધીને નાચુંનાં' એમ કહેવાતું. હવે સમયના બદલાવ સાથે દક્ષિણ ગુજરાતના છેવાડાના અને મહારાષ્ટ્રના દહાણુ જિલ્લાના કેટલાક અપવાદો બાદ કરતાં આ નૃત્યમાં બધા ભાઈઓ જ નૃત્ય કરતા હોવાનું જણાય છે.

આમ તૂરવાદન શુભ-અશુભ બન્ને પ્રસંગોએ કરવામાં આવે છે.બન્ને પ્રસંગોના ચાળા અલગ-અલગ હોય છે અને શુભ પ્રસંગોએ નૃત્ય સાથે લ્હેરિયાનું ગાન પણ થતું હોય છે. વિવિધ લ્હેરિયામાં આદિવાસી જીવન સાથે વણાયેલી બાબતો, આનંદ ઉલ્લાસ, ટીખળભાવ, સમાજોત્થાનનો ભાવ વગેરે જોવા મળે છે.

જેમ બાર ગામે બોલી બદલાય તે પ્રમાણે વિસ્તાર-વિસ્તાર પ્રમાણે તૂરનૃત્યના ચાળાઓમાં ફેરફાર હોઈ શકે. અમુક વિસ્તારમાં અમુક લ્હેરિયાં જોવા મળતાં હોય તે અમુક વિસ્તારમાં ન પણ હોય. ઉપરાંત લ્હેરિયામાં કેટલાક શબ્દો કે કેટલીક વાક્યરચનાઓમાં ફેરફાર હોઈ શકે છે.

તૂરનૃત્યના ચાળા આ પ્રમાણે ઓળખાય છે :

ચાલ્તો ચાળો ◈ નાહતો ચાળો ◈ કુદાણ્યો ચાળો ◈ ગાંણ ગંહાટ્યો
દુલ્ભો બ્હેરો ◈ ઉટ્ટ બેટા ઘેર ચાલ ◈ બે ડગાલ્યો ચાળો
પટેલ જોવડો તોવડો રા ◈ તીન ડગાલ્યો ચાળો ◈ કોપોર કાચલી
પાંચ ડગાલ્યો ચાળો ◈ ભાવાડાયો ચાળો ◈ બઠો ચાળો
ભગાતાયો ચાળો ◈ મોઘળી ગુભો ◈ ધીરી પગલી
ચીપ્ટો ભૂળ્યો ◈ ઘોડી ચાળો ◈ પટેલાયે આંગણે વાંકો તાડ
મોર ચાળો ◈ ધનજી ખંધાડ ◈ નંદી ખૂંટી ◈ અધ્ધો હંહલો
કૂટકી રોટલી ને પંદાર વાલ ◈ ઝુલાણ્યો

તૂરના જુદા જુદા ચાળા અને લ્હેરિયાં ગવાતાં હોય તે પ્રમાણે નૃત્યની તૂરવાદનની પદ્ધતિઓ બદલાય છે. તૂર-નૃત્યમાં ગવાતાં કેટલાંક લ્હેરિયાં આ મુજબ છે.

આંબાવાડિયેમાં રાત ર્હનલી...ઓ મ્હાણા છેલિયા,
આંબાવાડિયે માં રાત ર્હનલી હે લોલ !
હાંખ્યાં પડનાં ને પોહી ઉઠની...ઓ મ્હાણા છેલિયા,
હાંખ્યાં પડનાં ને પોહી ઉઠની હે લોલ !
આંબાવાડિયે માં રાત ર્હનલી...ઓ મ્હાણા છેલિયા,
આંબાવાડીમાં રાત ર્હનલી હે લોલ !

ધોડીઆ આદિવાસીઓ પ્રકૃતિ સાથે જોડાયેલો સમુદાય છે, તેથી જ ઉપરોક્ત લ્હેરિયામાં આંબાવાડીમાં રાત રહેવાની વાત સાથે પાકી કેરી પડવાથી ઊંઘમાંથી જાગવાનો ટીખળભાવ સમાયેલો જોવા મળે છે.

◈

જંવાય આમ્નેલો ને કૂકડી વાઢેલી,
બોટી તે હરી હરી જાય બ્હણી ત્હુણો જંવાય આમ્નેલો.
જંવાય આમ્નેલોને કૂકડી વાઢેલી.
કલેજી તે હરી હરી જાય બ્હણી ત્હુણો જંવાય આમ્નેલો.
જંવાય આમ્નેલો ને કૂકડી વાઢેલી...

આ લ્હેરિયામાં મહેમાનગતિની વાત સાથે જ બોટી તે હરી હરી જાય કહી ટીખળ કરવામાં આવે છે. એટલે આ સમુદાય મહેમાનની આગતા-સ્વાગતા પણ ખૂબ સારી રીતે કરી શકે છે તે વાત બહેન અને એમના જમાઇને ભોજન કરાવતી વખતની વાત, ત્રીજી વ્યક્તિ આ રીતે આનંદ સાથે પ્રદર્શિત કરે છે તેનું આ ગીતમાં સૂરીલું પ્રગટીકરણ થાય છે.

◈

પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,

પોહેય તુંઆં હાડી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,
પોહેય તુંઆં ગાંઠી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,
પોહેય તુંઆં હાંહાડી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં,

યુવા હૈયું એટલે ઊર્મિઓ છલકાતી હોય, જે ઉછાળા મારતા યુવાન હૃદયની ભાવનાત્મક બાબતો ઉપરોક્ત લ્હેરિયામાં જોવા મળે છે. યુવક-યુવતી વચ્ચે પ્રેમભાવ પ્રારંભ થવા પહેલાંના સંવાદો આ લ્હેરિયામાં બખૂબી વણી લેવાયેલ છે. જેમ કે યુવતીઓને કપડાં-આભૂષણો પ્રત્યે લગાવ હોવાનો જ અને એ જ બાબતનો લાભ લઇ યુવક પોતાના તરફ યુવતીઓને આકર્ષવા પ્રયત્ન કરતો હોવાની વાત અહીં જોવા મળે છે.

◈

પટેલ જોવડો તોવડો રા...
પટેલ ઝાંગી જોવડો રા...
પટેલ જોવડો તોવડો રા...
પટેલ ડોયે જોવડો રા...

આ લ્હેરિયામાં પટેલની ઠેકડી ઉડાવવામાં આવી છે. ધોડીઆ ભાષકો ગામ-મહોલ્લાના જે આગેવાનો હોય એને પટેલ કહે છે અને આનંદ-ઉત્સવનો સમય જ એવો હોય છે કે જ્યારે આગેવાનો  સાથે પણ ગમ્મત થઈ શકે ! એટલે જ નૃત્ય કરતાં કરતાં પટેલ સાથેની હસી-મજાકની વાતો આ ગીતમાં વણી લેવાયેલ જોવાય છે.

◈

ખાટી મીઠી ટીકડી જોરદાર લાગે,
થાળીયેવાળો સાલો ર્‌હોરો પ્હોરો લાગે,
તૂરાવાળો તે પીધેલો લાગે...

સૌની મજાક થતી હોય અને ત્યાં વાદકો જ બાકી રહી જાય તે કેમ ચાલે ? નૃત્યકારોએ આ લ્હેરિયામાં તૂર અને થાળી વગાડનારાઓ વિશે ખાટી મીઠી બાબતો આવરી લીધેલી છે.

◈

પટેલાયે વાડામાં આદાં ગોડું ગોયલી હે લોલ...
પટેલાયે વાડામાં આદાં ગોડું ગોયલી તે કહાણે બઇલે લેધી હે લોલ...
આદાં ગોડતાં પાગામાં લાગ્નાં તે વાંકી વળીને ગોયલી હે લોલ...

આમાં શ્રમ કરતાં નાનીમોટી ઇજાઓ થતી રહેતી હોય છે. તે બાબત આગેવાનની ખેતીવાડીમાં મજૂરીએ જતાં વાગ્યું અને એને પૂછવામાં આવે છે કે કોના બળદે તને મારી ત્યારે પ્રત્યુત્તર જે અપાય છે તે અત્રે પ્રસ્તુત થયું છે. એટલે ખેતીવાડી, શ્રમ, પશુપાલન વગેરે બાબતો આ નાનકડા લ્હેરિયામાં જોવા મળે છે.

◈

બારબાર  વરહે  આમ્નો ભાવડ્યો,
હાળ્યે લાગ કા લામ્નો હે લોલ...
પાગડાએ છેડે ર્‌હેર મ્હાણી હાળી,
લુગડાંયી બે બે જોડ લામ્નો હે લોલ...
બારબાર વરહે આમ્નો ભાવડ્યો,
હાળ્યે લાગ કા લામ્નો હે લોલ...
પાગડાએ છેડે ચ્હેર મ્હાણી હાળી,

હાંખળાયી બે બે જોડ લામ્નો હે લોલ...
યોહેય તુંઆં ગાંઠી લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તુંતે રહય મ્હાણે બાગમાં,
યોહેય તુંઆં હાંખળેં લેય દેંય કોયા રખે આખે મ્હાણે બાગમાં...
પોહી હે પોહી તું તે રહય મ્હાણે બાગમાં...

બનેવી બહારગામ મજૂરી કરીને કમાવા ગયા હોય અને એ પરત ફરે ત્યારે સ્વાભાવિકપણે જ સાળી કંઈકને કંઈક અપેક્ષા રાખે તે જ નિર્દોષ લાગણીઓ આ લ્હેરિયામાં જોવા મળે છે.

◈

વાંકી ખજૂરીયાયી તાડી મ્હાણા છેલિયા,
વાંકી ખજૂરીયાયી તાડી હે લોલ !
ખાંડે ઠોબલે ઉતાયરી મ્હાણા છેલિયા,
ખાંડે ઠોબલે ઉતાયરી હે લોલ !
ખાંડે પવાલે પાયજી મ્હાણા છેલિયા,
ખાંડે પવાલે પાયજી હે લોલ !
તુંએ પીધી ને માં ચડની મ્હાણા છેલિયા
તુંએ પીધી ને માં ચડની હે લોલ !
પીધેલો એલફેલ બોલે મ્હાણા છેલિયા,
પીધેલો એલફેલ બોલે હે લોલ !
બઠેલો ત્હાંથી ઉઠાય નાંય છેલિયા,
બઠેલો ત્હાંથી ઉઠાય નાંય હે લોલ !
પોહેં રડે ને ડોહાડી ટવળે મ્હાણા છેલિયા,
પોહેં રડે ને ડોહાડી ટવળે હે લોલ !
વાંઝિયો નાંય ને નાંય વાંઢો મ્હાણા છેલિયા,

વાંઝીયો નાંય ને નાંય વાંઢો હે લોલ !
આજથો નાંય પીયેં મ્હાણા છેલિયા,
આજથો નાય પીયેં હે લોલ !.

સમાજના લોકો નશીલાં પીણાંઓના સેવન થકી પાયમાલ થાય એની સામે જાગૃતી લાવતી વાત આ લ્હેરિયામાં વણી લઈને નશો કરવાથી કઈ રીતે, કેવાં-કેવાં પરિણામો ભોગવવાનો વારો આવે એ વાત, નશાકારક પીણું કઈ રીતે તૈયાર થાય ત્યારથી માંડી માણસને કઈ કઈ રીતે નુકસાન કરે, તેની અથથી ઇતિ સુધીની બાબત સમજાવવામાં આવી છે. આના પરથી એ જોવા મળે છે કે તૂર-નૃત્ય માત્ર મનોરંજન નહીં પણ સમાજને હકારાત્મક સંદેશો પણ આપે છે.

◈

વેલણપૂરિયો તૂરિયો ડખાં ને ચોખા ખાય,
ત્હુણી ને મ્હાણી ઉલી શરાત કા જાન વળાવીને ઘર જાય...
કોહિયો કવ્યો હાક ને રોટલી ખાય,
ત્હુણીને મ્હાણી ઉલી શરાતકા જાન વળાવીને ઘર જાય...

તૂરિયા લગ્ન પ્રસંગે આવ્યા હોય ત્યારે આખો પ્રસંગ પતે પછી જ ઘરે જવાની શરત આ લ્હેરિયામાં મુકાઈ છે. સાથે જ લ્હેરિયાં ગાનાર 'કવ્યો' પોતાના વિશે પણ જણાવી જ દે છે કે પોતે પણ પ્રસંગ પત્યા પછી જ ઘરે જવાનું છે.

તૂરનૃત્યમાં પારંગત કલાકારો જ આ નૃત્યને માણી શકે છે. જે ચાળો વાગતો હોય તે પ્રમાણેની નૃત્યશૈલીને કલાકારો જ યોગ્ય ન્યાય આપી શકે તે જ રીતે જો તૂર-થાળીના વાદકો જો અધૂરા હોય તો નૃત્યકારોને મજા આવતી નથી. તૂર ઉપર થાપ પડતાં જ કલાકારોના પગ ઊંચકાવા મંડે, તેમ અનુભવી વાદકો જ કરી શકે.

**કલાના વાહકો**

સમગ્ર ધોડીઆ સમુદાયમાં તૂરનૃત્યનું નામ સંભળાય અને છીતુભાઈ અને

બહાદુરભાઈ પટેલનું નામ આંખે ઉડીને આવે છે. તેમનું કલા મંડળ સમગ્ર ઘોડીઆ ક્ષેત્રમાં પ્રસંશાપાત્ર છે. વેલણપોર તા. મહુવા જિ. સૂરતની કલા મંડળીના કલાકારોનો પરિચય આપ્યો છે.

૧૫ ઓક્ટોબર, ૨૦૧૦ના રોજ સાપુતારામાં યોજાયેલ મેળામાં તૂરનૃત્ય રજૂ કરનાર કલાકારોના નામ

**તૂરવાદક**

શ્રી છીતુભાઈ સુખાભાઈ પટેલ, ઉંમર-૬૦

◈

**થાળીવાદક**

શ્રી બહાદુરભાઈ સુખાભાઈ પટેલ, ઉંમર-૫૦

◈

**નૃત્યકાર**

શ્રી મહેશભાઈ છીતુભાઈ પટેલ, ઉંમર-૩૫
શ્રી મનહરભાઈ છીતુભાઈ પટેલ, ઉંમર-૩૦
શ્રી ઋષિકેશભાઈ બહાદુરભાઈ પટેલ, ઉંમર-૨૨
શ્રી યોગેશભાઈ મહેશભાઈ પટેલ, ઉંમર-૧૯
શ્રી કનુભાઈ સોમાભાઈ પટેલ, ઉંમર-૩૭
શ્રી ઠાકોરભાઈ લલ્લુભાઈ પટેલ, ઉંમર-૪૨
શ્રી વિજયભાઈ છોટુભાઈ પટેલ, ઉંમર-૨૦
શ્રી પરેશભાઈ કાન્તુભાઈ પટેલ, ઉંમર-૨૭
શ્રી ધર્મેશભાઈ રતુભાઈ પટેલ, ઉંમર-૩૮
શ્રી વિરલભાઈ મંજીભાઈ પટેલ, ઉંમર-૨૦

શ્રી નીતિનભાઈ મંગુભાઈ પટેલ, ઉંમર-૩૦
શ્રી સુરેશભાઈ મગનભાઈ પટેલ, ઉંમર-૪૫
શ્રી રૂમશીભાઈ રડિયાભાઈ પટેલ, ઉંમર-૭૫
શ્રી જિતુભાઈ મંગાભાઈ પટેલ, ઉંમર-૪૦
શ્રી વરશનભાઈ મંગાભાઈ પટેલ, ઉંમર-૫૦

◈ ◈ ◈

# હરખી નૃત્ય

ચૌધરી સમાજના લોકો દેવો-દેવીઓને સ્થાનકે વર્ષમાં એકાદ વખત પૂજા માટે જાય છે ગામ નાનું અને જૂથમાં હોય તો આખું ગામ જાય, અને ગામ મોટું હોય અને અનેક ફળિયા હોય તો બે ત્રણ ફળીયા મળીને કે એક જ ફળીયાના લોકો ભાઈઓ-બહેનો નાના ભૂલકાઓ, આગેવાનો ભેગા મળીને સાથે  પૂજા કરવા જાય છે. એની સાથે દેવ-ડોવળીવાળો, કિરચાવાળો, દેવલાકડીવાળા અને થુણવાવાળા અને નાચવાવાળા અને ગીતો ગાવાવાળી બહેનો દેવ સ્થાનકે જાય છે એને હરખી કહેવામાં આવે છે.

દક્ષિણ ગુજરાતમાં આદિવાસી દેવ-દેવીઓ આવેલાં છે. જેમાં-મોટાં મોટાં દેવ-દેવીઓ, ગોવાળદેવ, આંહોદોદેવ, દેવલીમાળી, ખુહમાયમાળી, કન્છરીમાળી, કવાટળોગળ, દેવમોગરા, ચોહેટજોગણી, ગુમાનદેવ, કાલોકાકાર, હાતભૂત, દેવઘાટ, બણબો, હખ્મીમાળી વગેરે. નાના દેવમાં કાન-દેવ, પોપટીગળ, ટાપરોગોવાળ, નાંદિર્યો દેવ, કાકાબલ્યે ભવાનીમાતા, હીમાર્યો દેવ, મેરીમાતા, ગામદેવતી, પાટલ્યોદેવ, વાગખટો નાગદેવ, સૂર્ય-ચંદ્ર દેવ.

ચૌધરી સમાજના લોકો હરખી લઈને જે તે મોટા-મોટા દેવો હોય ત્યાં જાય છે અને આખા વર્ષમાં એક જ વખત જે તે દેવ પાસે જાય છે.

ગામની સુખાકારી માટેની માનતા માનવા કે માનતા પુરી કરવા માટે દેવસ્થાનકે જાય છે. તેને હરખી કહેવામાં આવે છે.

## ચૌધરી સમાજનાં દેવો-દેવીઓનાં સ્થાનક

આદિવાસીઓના દેવો-દેવીઓ, જેમાં જંગલ, જમીન, હવા, પાણી, અગ્નિ, આકાશ, સૂર્ય, ચંદ્ર, નદી, ઝરણાં, વાઘ, સાપ, અનાજ, ભાજી, પાન, ફળ, ફુલ, જેનાથી જીવન ટકી શકે છે. તેમની દેવો તરીકે પૂજા કરે છે. તેમના સ્થાનકો જોઈએ.

**ગોવાલ દેવ**

ગામ : કાંજણ, તાલુકો : વ્યારા, જિલ્લો : તાપી

◈

**દેવલી માળી**

ગામ : દેવલપાળા, તાલુકો : સોનગઢ, જિલ્લો : તાપી

◈

**કંછરી માળી**

ગામ : કાવલા, તાલુકો : સોનગઢ, જિલ્લો : તાપી

◈

**આહીંદો દેવ**

ગામ : પીપલવાડા, તાલુકો : માંડવી, જિલ્લો : સુરત

◈

**કવાયૂળો**

ગામ : ભેંસકાતરી, તાલુકો : વઘઈ, જિલ્લો : ડાંગ

◈

**ખુહમાયમાળી**

ગામ : પદમડુંગરી, તાલુકો : વ્યારા, જિલ્લો : તાપી

◈

**યાહા મોગીમાતા**

ગામ : દેવ મોગરા, તાલુકો : ડેડિયાપાડા, જિલ્લો : નર્મદા

◈

**ચોહેટ જોગણી**

ગામ : ચીખલી, તાલુકો : નવસારી, જિલ્લો : નવસારી

◈

**ગુમાન દેવ**

ગામ : નેત્રંગ, તાલુકો : નર્મદા, જિલ્લો : નર્મદા

◈

**ફેંડો તલાવ**

ગામ : માંડવી, તાલુકો : સુરત, જિલ્લો : સુરત

◈

**કાલોકાકાર**

ગામ : કણદા, તાલુકો : વ્યારા, જિલ્લો : તાપી

◈

**બણબો**

ગામ : વાંકલ, તાલુકો : માંગરોળ, જિલ્લો : સુરત

**હખ્મીમાળી**

ગામ : રાજણવણ, તાલુકો : સુરત, જિલ્લો : સુરત

◈

**નાડી ઠોલ**

ગામ : માંડવી, તાલુકો : માંડવી, જિલ્લો : સુરત

◈

**દેવખાટ**

ગામ : ઉમરપાડા, તાલુકો : ઉમરપાડા, જિલ્લો : સુરત

◈

**દૂદ મોગરા**

ગામ : માંડવી, તાલુકો : માંડવી, જિલ્લો : સુરત

◈

**પોપટીગળ**

ગામ : ચૂનાવાડી, તાલુકો : વ્યારા, જિલ્લો : સુરત

◈

**કાલ્યોફૂત**

ગામ : પૂના, તાલુકો : માંડવી, જિલ્લો : સુરત

◈

**બગલો ફૂત**

ગામ : વાઘનેરા, તાલુકો : સોનગઢ, જિલ્લો : તાપી

**બામીયૂણોફૂત**
ગામ : ઉમરા, તાલુકો : મહુવા, જિલ્લો : સુરત

◈

**''કાકાબલ્યો, ફવાનીમાતા, નાંદિરવ દેવ, હીમાર્યો દેવ, મેરી માતા, ગામ દેવતી, પાલ્યો દેવ, વાગખટો, નાગદેવ, સૂર્ય, ચંદ્ર, તારા,''**

આ દેવો ગામની ભાગોળે, ગામમાંજ, ગામના સિમાડે હોય છે.

## દેવ-દેવીઓની દંતકથા

### ખુહમાય માળી

એક ગામણી હરખી ખુહમાય માયળે આવની, તીયા, તીણેમાં એક બાય ફારી પાગાવાલી પણ આવની હોતી, બદે ખુહમાય માયળે ડુંગારા ઉપાર સ્થાનાક તીયેં જાણે મંન્ડે નાચતે-કૂદતે ગીતેગાતે જાતેત

તીયા તે ફારી પાગાવાલી બાયે થ ડોગરો ની ચળાય એટલે તે ડોગરા થુરીમાં બેહી ગયતે રડ્ને મંડી. હે માય આજે મારે ની ચાની આવાય તેવી હામ એટલે કા કર માં હેહે કતીજાયને રળતીજાય.

ફારી પાગાવાલ્યે વાત ખુહમાય માયળે ઉનાય નેદી અને ખુહમાય માયળેણો એક મોટોજ પથ્થાર ડોગરા ઉપર હોતો તીંયો અર્ધા છૂટો પળીને ડુંગરેથો ગુબુળતો ગુબુહબળો પલી બાય બેઠની તીયે આવી પુગી તી આજે પણ દેવી હેંઠે ને ઉપાર હા.

### ગોવાલદેવ

ગોવાળદેવને જે અમે ખાડી હાશે તીયે બંદ બાંદવાણે દેવ હે શરૂ કદો. માણહે હુવી જાયાત પૂઠીજ બંદ બાદવાણો કામ શરૂ કરાત. કામ કરતા કરતા દેવી થાકી ગય દેવી પેણ ભારી પેણ હોતી એટલે તે થાકી ગય એટલે તે કુકળો બની ગયને

વાહીપળી. કુકળો વાહયોતી દેવહે ઉનાય અતરે હવે માણહે જાગી જાવાણે એહે કરી ન કામ બંદ કરીન નાઠે. તે તેવામાં દેવી પાયણામાં હરકી પળી તી પથરા ઉપાર આજે હો તીયેણે ઠગરાહે નિશાણી હા.

### આહીદો દેવ

ફીલ આદિવાસી રાજા હોતનો તો રાજા આહીદા દેવાય ખૂબ જ માને. જ્યાર જ્યાર આદિવાસી ફીલ રાજાણે આહીંદા દેવાણી જરૂર પળે ત્યારે તો આંહીદાદેવાણે તેળે તે તો તરાતુજ આહીદો હાજર હોતનો ને જી કાંય કામ હોય તી આંહીદાદેવાણ કરી દેતનો.

### દેવલી માળી

દેવલી માળી વારું તીયેણો ફાહા દયળો ને દેવી ડોગરેથી નાઠી અને હેઠે આવીન હુપલા ઓથો દપી ગય તી આજે પણ સ્થાન હેઠે દેખાતવા.

## દેવસામાન

દેવો-દેવીઓના સ્થાનક ઉપર હરખી લઈને જઈએ ત્યારે દેવોને લગતી સાધન સામગ્રી લઈ જવી પડે છે અને જેતે માનતા રાખી હોય તે પ્રમાણે પણ વસ્તુ લઈ જવી પડે છે. જેનાથી દેવને સંતોષ થાય અને એમાં જો કાંઈ ભૂલથી રહી ગયેલી વસ્તુ હોય તેને ભગત ધૂણે છે અને કહી પણ દેવે આ વસ્તુ આપણે નથી લાવ્યા તે લાવવી પડે છે. (જયારે કાંઈ મૂસ્કેલી આવી પડે ત્યારે ભગત દ્વારા જોઈને કહી દે છે.)

જે દેવને ચઢાવવામાં આવે છે. તેને દેવ સામાન તરીકે માનવામાં આવે છે અને એ સામાનની પણ પવિત્રતા રાખવી પડે છે.

નાળિયેર ◈ માટીનો ઘોડો મોટો ◈ કોઠારું (ટોપલો) ◈ સિંદુર ◈ માટીનો ઘોડો નાનો ◈ કોઠારી (ટોપલી) ◈ ધૂપસળી ◈ માટીનો મરદ ◈ ડૂબુ (ઘડો

માટીનો) ◈ ઘી-તેલ ◈ માટીની સ્ત્રી ◈ તાંબડી(પાણી ભરેલી) ◈ દૂદ-દહીં ◈ માટીનો ગોળો ◈ લોટો ◈ દીવાસળી ◈ માટીનો હાથ ◈ દાતરડું-દાતરડી ◈ રૂ(પૂણી) ◈ માટીનો પગ ◈ કુહાડો-કુહાડી ◈ ખાજુમાટીની ગાય ◈ ધાર્યુ ◈ વાલદાળ ◈ માટીની ભેંસ ◈ ચણાદાળ ◈ માટીનો કોઢ ◈ મગદાળ ◈ માટીનો પાડો ◈ ખાખરાનાં પાન ◈ મઠદાળ ◈ માટીનો કોબડીવાળો ◈ વડની મૂળીઓ ◈ વટાણા દાળ ◈ માટીની વાછરડી ◈ દેવડોવળી ◈ આખા વાલ ◈ માટીનો બળદ ◈ કીરચો ◈ આખા મગ ◈ માટીનો દેવ દોબડી ◈ દેવલાકડી ◈ આખા મઠ ◈ માટીની દેવ દોબડી ◈ ટારપુ ◈ આખા વટાણા ◈ ધાંગલી ◈ આખા ચોળા ◈ મોટી લાલ ધજા ◈ આખા અડદ ◈ મોટી સફેદ ધજા ◈ આખા ચણા ◈ નાની સફેદ ધજા ◈ મોટી કાળી ધજા ◈ નાની કાળી ધજા ◈ નાની લાલ ધજા.

## રસોઈની સામગ્રી અને વાસણો

લીલા મરચા ◈ આદુ, લશણ ◈ ધાણા જીરૂ, હળદર ◈ શાક મસાલો રાય મેથી ◈ કાંદા રિંગણ, બટાકા ◈ તુવેરદાળ, ચોખા ◈ મીઠુ, આમલી ◈ મરઘો, બકરો ◈ તેલ, સુકા મરચા ◈ સાગપાન, બળતણના લાકડા ◈ કરસાટો ◈ કથરોટ ◈ વાસણ ◈ તપેલા ◈ તપેલી ◈ પેણી ચવેથો ◈ દેગડો ◈ દેગડી ◈ તાંબડો ◈ તાંબડી ◈ લોટો ◈ રકાબી

## તોરણ

દેવો-દેવીઓના સ્થાનક ઉપર તેમનું રહેઠાણ હોય ત્યાં તોરણ બાંધવામાં આવે છે. જે શુભ ચિન્હ છે. આંબાના પાન હોય કે ડાળખીઓ, લીમડાની ડાળખીઓ, સીતરાની ડાળખીઓ, ફલ,પાના કે મરઘાના પીંછાં, બકરાની પૂંછડી કે પછી ભાત(દાણાની) કંડીની હાર-તોરણ હોઈ શકે.

ભાત(દાણા) કંટી તોરણ, આંબા પાન તોરણ, આંબા ડાળી તોરણ, ફૂલ તોરણ, છૂટાં ફૂલ.

## પૂંજ

દેવો-દેવીઓની પૂંજ ને જે ભગત મુકે છે. એમાં ધરતી, આકાશ, પાણી, ધરતી ઉપર આવેલા ડુંગરો, નદીઓ, વૃક્ષો, જંગલ, જમીન, ખીણ, કોતરો, પશુ-પક્ષી, પ્રાણીઓ જન-જનાવર, દરિયો જળદેવો, આકાશમાં ચંદ્ર, તારા, સૂર્ય, ધરતી ઉપર આદિવાસીઓ જેટલી દેવો-દેવીઓ છે તેમના નામો અને પાક-ધાન્યના નામો બોલી બોલીને પૂંજ મૂકવામાં આવે છે. ભગતના હાથમાં ચોખાના ના દાણા હોય છે અને દેવો-દેવીઓના સાથનક આગળ પોતાની હાથની મૂઠીમાંથી થોડા થોડા ઢગલીના રૂપમાં મૂકતા જાય છે. તેને પૂંજ મૂકી એમ કહેવામાં આવે છે. નીચેના દેવોની પૂંજ મુકવામાં આવે છે.

દેવલી માળી, ટાપરોગોવાળ, કુકળા ડોગરી, માનીતી ચકરી, ખુહમાય માળી, વેરી દામાણ, ઠાંડા ડોગરી, કણેણી ચકી, હખમી માળી, અંજણા વેરી પાતાલ ડોગરી, પૂંજવાણી ચકી, માય માવલી, ફુરી માદાણ, નાગીન્યેડોગરી, કવેન્યેણીચકી,

કંછરીમાતા, ખેખના દર, કારીના ડોગરી, દેવકુકુ, ધરતી માતા, બણબોડોગાર, પડીલા ડોગરી, કુકુળ વેલ કુક, જલ માતાઆમીન્યો ડોગાર, કયૂણેણી ડોગરી, દેવીણે એ રંગી, અગ્નિ માતા, ચિતરો ડોગાર, કવીન્યે ડોગરી, ફયરો ફમરો, મેરી માતા, હોલ્યો ડોગાર, હાત ફૂત, કલી ફમરો, દેવ મોગરા માતા, ખાટવો ડોગાર, બગલો ફૂત, હુંગી ફમરો, હેલા મોગરામાતા, કવનો ડોગાર, બામિયણો ફૂત, બાગી ફમરો, દૂદ મોગરા માતા, મવાર્યો ડોગાર, કાલ્યો ડોગરી, હાચો ફમરો, ચોહેંટ જોગણી માતા, હાત માલો ડોગાર, હીરમો ડોગરી, ઊડતી ફમરી, ભવાની માતા, ગીદમાલો ડોગાર, પારવો ડોગરી, ફીરતી ફમરી, સીમગારી માતા, ખરખીયળો ડોગાર, બારડોગરી, લખળી માતા, તોન્યો ડોગાર, ડોહલો ડોગરી, નાની ફમરી, આંહીદો દેવ, હેડયો ડોગાર, પોહલો ડોગરી, કવનીણે ફમરી. ગોવાલ દેવ, કાછીરટો ડોગાર, મહાણોડોગરી, વાળીણે ફમરી, હિમાર્યોદેવ, ફીલ્યો ડોગાર,

મજીટીયોડોગરી, હેલદાબ, પાલ્યોદેવ, કાટોડોગાર, હનગળ, પીલદાબ, કાકબલ્યોદેવ, વેટોડોગાર, રૂપગળ, ભીતરદાબ, પવાનદેવ, રગલો ડોગાર, ગોવલીગળ, કલીદાબ, વાગદેવ, છગળો ડોગાર, જીબલી ફૂતાણ, પૂજવાણ દાબ, પેટ ફોયળોદેવ, તાલહાળીયો ડોગાર, હંહરી ફૂતાણ, થુણવાણી ખલી, પાર દેવ, વલહાળીયો ડોગાર, પારવી ફૂતાણ, કણણેણી ખલી, કાંઠા દેવ, થુરીયો ડોગાર, છીબરી ફૂતાણ, અન્નખલી, જલ દેવ, કળીયો ડોગાર, રહણીગળ, પૂન્નખલી, માજી ફમરાદેવ, કણી ડોગાર, ફાંબરીગળ, માથેણી ખલી, કાનદેવ, કવીન્યો ડોગાર, નાકેદાર, ટીચારી ખલી, ઉતારાદેવ, ગોવિંદજો દેવ, પાનીહીરો ડોગાર, પેદાર, નાચાણ ખલી, કાલીયો દેવ, નાગીન્યો ડોગાર, હુકમીદાર, નાચાણ ખલી, ગોવાલદેવી, જુવાયરો ડોગાર, છળીદાર, ગોખરાણીખલી, ચીથરાલી દેવી, તુલીયરો ડોગાર, બાતમીદાર, છટકીવાણ, કાલોકાકાર, ગવાન ડોગાર, ચોકીદાર, મૂટકી બાદાણ, કાંગરીવેલ, દહરો ડોગાર, હનાનાણી, થુણનારીબાદાણ

ઝાંખરીવેલ, કાલી ખાટવો ડોગાર, રૂપાનાણી, કણીણેબાધ, હદરો, ગોફણા ડોગરી, દૂદનાણી, જાથી મૂલ્રે પૂજનારો બાદાણ, ફેંડોતલાવ, છાટકા ડોગરી, ફૂનનાણી ખલીફળીટીચનારો બાદાણ, દેવ ખાટ, ગેલા ડોગરી, હીરવીનાણી, વાગખટો, ગેલા ડોગરી, પાનકીનાણી, કળકાછ, કુમના ડોગરી, ફરીચકરી, ફગવોકાછ, હેદવાણો કાંછ, છલતીરાહ, હાગાયછાળી, હેલોછરો, રંગીનો કાછ, ઉબલાણી રાહ, મોવળાયછાળી, પીલો છરો, ગોયરોવાડો, ફાંજવાણી રાહ, ખેડાછાળી, દેવછરો, મોયરોવાડો, ગુથાવીની રાહ, વડાછાળી, ઊબાતો છરો, રાજયો વાડો ડોગરાથુર, કમદાછાળી, ચાહયો ગોવલી, જાન્યોવાડો, ઊંડાથુર, બીનાછાળી, માંકીયણો ગોવતી, વાડારે વાડો, નંડાથુર, હખના છાળી, દૂજજો ગોવાતી, ઉડતો વાડો, પહોરટીથુર, બાવલા છાળી, હીરો ગોવતી, ફીરતોવાડો, ગાડલાણે થુર, થામણા છાળી, માંડો ગોવતી, રમતોવાડો, થુણવાણી થુર, હીરોપાદી, માંડોગોવતી, નાહતો વાડો, ડોગરાથાર, પારવો પારદી, હીરી ગોવાલાણ, ઊડતી વાડી, ટીચારી થર, નાચણો પારદી, પાની ગોવાલાણ, ફીરતી વાડી, વાડાલીથાર, કાપરો પારદી, જાનકી ગોવાલાણ, મરતીવાડી, ગુથયની થાર, વાકોરાત, શાંતી ગોવાલાણ, વાડાહે વાડી, બાંદાયની થાર, ટાવલીરાત, દરીયાકારી, ફર્યરેવાડી, વલતી થાર, અહલીરાત, દરિયાકીરચો, કણીયેણી વાડી, ઠલતી થાર, અરદીરાત,

દરિયા મલ્યો, કવીનો વાડી, ડોહરાહે બારી, મદરાત, દરિયા ડેડકો, વલતીવાડી ફોજના બારી, પરગાળીરાત, દરિયા કાચબો, ઠલતીવાડી, નાથાબારી, ડોહીહાંડ, દરિયાખુપટો, ગાંડો વેડો, હંહલાબારી, ફેદરી હાંડ, દરિયાવાદ, હુગી વેડો, મુકલા બારી, છલકીહાંડ, દરિયા ડકળી, માંગી વેડો, આસના બારી, મોલકી હાંડ, હેલજલ, ફોગી વેડો, રહણાબારી, રાતીગાય, પીલજલ, જબાકી વેડો, ડોગરાથુરીબારી, કવાલી ગાય, નીલ જલ, કોઠારી વેડો, કળાયાબારી, લીલવી ગાય, ફર્યો વેડો, વાગા બારી, ઉજલીગાય, ઉડતી વેડો, હંદરા બારી, કાલી ગાય

ફીરતી વેડો, હાવલા બારી, ગામજળે, રમતી વેડી ડોગરા હે ખોટો, ગામદુદમ,

ફમતી વેડી, ગાંડો ખોરો, ગામ કરેતા, કણીણે વેડી, ફોજના ખોરો, ગાય ગોઠાણ,

કવનેણી વેડી, આસના ખોરો, ફેંહ માદાણ, ઉતારીવેડી, હાવલાખોરો, બોકળાગોઠાણ, ઉલાવાણી વેડી, ખોરાહેખોરો, કોકળા ગોઠાણ, ઉખલા વેડી, વાગ ખોરો, ખારો ઓવારો, ખટ્ટાણી વેડી, ચાચીયળા ખોરો, માલો ઓવારો, ડોગરા રાહ, છાળી, દૂદજો ઓવારો, વલતી રાહ, આટાયા છાળી, પાણી હેયરે, ઓવારો, મોડલા છાળી, રનકણો ઓવારો, હાકળો ઓવારો, ઉબાતો ઓવારો.

## દેવ ગીતો

દેવમાં જતા હોયએ ત્યારે ગીતો દ્વારા બહેનો દેવોને રીઝવે છે. દેવોના ગુણગાન એની કહાની આ ગીતોમાં આવે છે. દેવોને પૂજા વિધિમાં શું શું જોઈએ તે પણ દેવના ગીતોમાં આવે છે. દેવો-દેવીઓના ગીતો જે તે સમાજ પોતપોતાની બોલીભાષામાં જ રજૂ કરતા હોય છે.

### દેવલી માળી તુ આમારે આયા

દેવલી માળી તું આમારે આયા, સુખે દુઃખે તુને યાદ કરજે.
તે દુઃખે આમારે તું હારે કરજે...દેવલી માળી

ચોહેટ જોગમી તું આમારે આયા (૨) ખરે-બારે તું વલે-કલે રાખજે
તે ખરમાં, ખખળો ફબળો કોઈ દી હોવોની જોજે...દેવલી માળી
કંછરી માળી તું આમારે આયા (૨) ખેતે- ખલે તું બરકત આપજે.
તે કોઠી-પાલે તું આમારે ફરજે...દેવલી માળી
દેવ મોગરા તું આમારે આયા (૨) ડોબે ઠાંડે આમારે તોરે ફરહે
તે દૂદ-દૂજાણે છત જાવની જોજે...દેવલી માળી
ખુહમાય માળી તું આમે આયા (૨) માંદે-તાવે આમે તોરે ફર હે,
તે હાથે પાગે સુખે આમાહે રાખજે...દેવલી માળી

◈

## થુળે થુળે પૂજા

થુળે થુળે પૂજા પળેયે...ઓ મોરી માતા
ડાલે ડાલે દેવાણ રમેયે...ઓ મોરી માતા
પાને પાને દીવા બલેયે...ઓ મોરી માતા
ગામે ગામે તોરે વાહોયે...ઓ મોરી માતા
ડોગરે ડોગરે તોરે વાહોયે...ઓ મોરી માતા
કોઠે કોઠે તોરે વાહોયે...ઓ મોરી માતા
દાણે દાણે તોરે વાહોયે...ઓ મોરી માતા
હિમાળે હિમાળે તોરે વાહોયે....ઓ મોરી માતા
છાળહે છાયળે તોરે વાહોયે...ઓ મોરી માતા

આદિવાસી લોકોનાં દેવ-દેવીનો વાસ જળ, જમીન, હવા, અગ્નિ, આકાશ, ચંદ્ર, તારા, સૂરજ, વૃક્ષો, અનાજના દાણે-દાણામાં, શાકભાજી, ફળ-ફૂલમાં વૃક્ષની કૂપળમાં, પાનમાં, છાલમાં, મૂળમાં (જ્યારે ઔષધ લેવા જાય છે ત્યારે પોતાનો પડછાયો વૃક્ષ કે છોડના કે મૂળ, છાલ, ઉપર પડવા દેતા નથી.

◈

### દેવાય જીજોજે તી નાવે

દેવાય જીજો જે તી આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય નાયરાલ જોજે નાયરાલ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય દીવો જોજે દિવો આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય કંકુ જોજે કંકુ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય ચોખા જોજે ચોખા આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય ધૂપહળી જોજે થૂપહળી આમે નાવેરા દેવા... દેવાય જીજોજે
દેવાય ફૂને જોજરે ફૂને આમે નાવેરા દેવા... દેવાય જીજોજે
દેવાય દૂદ જોજે દૂદ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય ખોળા જોજે ખોળા આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી
દેવાય હગળી જોજે હળગળી આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી
દેવાય કુકળ જોજે કુકળ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી
દેવાય બોકળ જોજે બોકળ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી
દેવાય થજા જોજે થજા આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી

દેવપૂજા માટે દેવને જે જોઈએ તે લાવે છે. નારિયેળ, કંકુ, ચોખા, દૂધ, બકરું, મરઘુ, ફૂલ, ધૂપસળી, દીવો વગેરે...

◈

### આદિવાસી દેવાહે મોટે મોલે

આદિવાસી દેવા હે મોટે મોલેરા (૨)
આદિવાસી દેવા હે ઊંચે મોલેરા (૨)
કાંજણ ગામમાં તે ગોવાલ દેવરા (૨)
કુકળો વાહયોરા દેવી પાયણામાં હરકીરા...આદિવાસી દેવા હે
પદમડુંગરી માંતે ખુહમાય માળી રા (૨)

ફારીપાગે દેખીને થુહરાય આવીરા...આદિવાસી દેવા હે
દેવાલ પાળામાં તે દેવલી માળીરા (૨)
બગલો ગળ દય્ળોરા દેવી હુપળા ઓથેદ પીરા...આદિવાસી દેવા હે
દેવ મોગરામાં તે યાહામોગી માતા રા (૨)
રાજા પાંઠો દય્ળોરા દરા દેવી પાય્ણામાં કૂદી રા (૨)...આદિવાસી દેવા હે
પીપલવાળામાં તે આંહીદો દેવો રા (૨)
રાજા ફીલ તેય્ળોરા આંહીદો દળતો આવે રા...આદિવાસી દેવા હે

આદિવાસીઓના દેવોનું સ્થાન જે છે તે પવિત્ર સ્થળ ઉપર આવેલું છે. ડુંગરની ટોચ ઉપર, ખીણમાં કે કોઈ ભેખડની ગુફામાં કે મોટા વૃક્ષના થડમાં છે. જેતે ગામ અને એનો ઇતિહાસ બતાવેલ છે.

## દેવનાં વાદ્યો

દેવ-દેવીઓને સંગીત ખૂબ જ પ્રિય હોય છે. દેવ-દેવીઓના વાદ્યો ચાર પ્રકારના છેઃ

૧) ફૂકણીવાદ્ય, દેવડોવળી, ૨) કીરચો, તાલ, દેવલાકડી, ૩) તંતુવાદ્ય (ઘાંગલી) ૪) તૂર-ઢોલ

### દેવ ડોવળી

દેવ ડોવળી બનાવવા માટે મેણ, પટ્ટી, ટોકર-૨, દોરી, ગંડલે, મોરાય પીંછે, હાકા, માલગે, રેંબ, કાટો, હુતાય દોરી, પીપેં, કાંબળી, વાંસની નળી જોઈએ.

### દેવલાકડી

દેવલાકડી સામાન્ય રીતે ખૂબ જ પવિત્રતાથી માનવામાં આવે છે. ઘરે પણ પવિત્ર જગ્યાએ ઊંચે ઘર સાથે રાખવામાં આવે છે. અપવિત્ર વસ્તુનો એના ઉપર પડછાયો

પણ પડે નહી અને કોઈ અપવિત્ર અડકે નહી, એને ઓળંગે નહી, એવી જગ્યાએ મૂકવામાં આવે છે, અને એને અપમાન ન કરાય એને ગાળો ન દેવાય એવી કાળજી રાખવામાં આવે છે. તેમાં વાંસની ભરત-લાકડી પાંચ ફૂટ,લોખંડની (ઘુમટ માળ પતરી), લોખંડની વળી (લાકડી નીચે)ની સામગ્રીથી તૈયાર થાય છે.

### કીરચો

વાંસની મોટી કામડી લેવામાં આવે છે તેના ઉપર કાપા (કોતરીને) પાડવામાં આવે છે. અને એક બીજી વાંસની કામડીમાંથી ચીપ કાઢેલી એવા ચીપીયા આકારનું બનાવવામાં આવે છે. અને એ ચીપીયાવાળુ કામડીના કાપા ઉપર તાલ બધ્ધ રીતે ઘસવામાં આવે છે. એટલે ધ્વની ઉત્પન થશે. અને કીરચ, કીરીચ એવું સંગીત ઉત્પન થશે. એની સાથે કિરચા બોલવામાં આવે છે જે તોળહોરો-રોવાછો અને નાચે છે. ગાય છે આનંદ કરે છે.

### તાસાં

તાસા-મજીંરા-કરતાળ જે એક એક હાથમાં એવા બે રાખવામાં આવે છે અને તે તાલ બદ્ધ રીતે એકબીજાને ઢોકવામાં આવે છે એટલે એમાંથી અવાજ ઉત્પન થાય છે. જે સંગીતમાં વધારો કરે છે. જે કાંસા , રૂપા, તાબું, પીતળમાંથી બનાવે છે જે

## દેવ માગણી

દેવ માગણીમાં ભગત ગામમાં રોગ ચાળો ન ફાટે, ખેતી વાડી સારી થાય અને પશુ, પ્રાણીઓને રોગ ન લાગે એવા પ્રકારની માગણી ભગતો કરે છે. ત્રણ જ માગણીઓ આખા ગામ વતી એક જ ભગત માંગી લેતો અને આખા ગામના લોકો સ્વીકારી લેતા જે વર્ષોથી ચાલી આવેલી પરંપરા રીતરિવાજ છે. આ સમય ખાસ કરીને દિવાળીથી હોળી સુધીનો છે. તે ' દેવાય રે' અને હોળીથી વરસાદ સુધીનો જે સમય છે તે 'વેવાયરે'

## કામની વહેંચણી

કોઈપણ ગામના લોકો હરખી લઈ જવાના હોય તો પ્રથમ ગામ કે ફળિયાના લોકો ભેગા મળે છે. તેમાં ચર્ચા કરવામાં આવે કે આ વર્ષે આપણે કયા દેવે જવું છે. અને આખરે નક્કી થાય કે આપણે 'ગોવાળ દેવ' જવું છે. જે કાંજણ ગામ. તા. વ્યારા. જિ. તાપીમાં વાલ્મિકી નદીના બે ફાંટા વચ્ચેની જમીન ઉપર આવેલ છે. અને દેવ-સ્થાનની બાજુમાં બન્ને નદીનું સંગમ-સ્થાન છે. જેતે દેવે જવાનું હોય તો તે વાર મંગળ કે રવિની રાખવામાં આવે છે. એ બે વારે દેવકામ માટે શુભ માને છે.

નક્કિ થયેલો દિવસ અને સ્થળની વાત ગામ કે ફળિયામાં વાયુવેગે વાતો થવા લાગે કે આવતા રવિવારે ગોવાળદેવ આપણી હરખી લઈ જવાના છીએ.

એ બેઠકમાં દેવ-સામાન શું શું લઈ જવાનો તેમજ રસોઈમાં શું બનાવવાનું મરઘું, બકરુ, કે દાળ-ભાત, શાક બધું બનાવવું નક્કી કરવામાં આવે તો યથા-જોગ ફંડ-ફાળો પણ કરવામાં આવે.

આવતા રવિવારને હવે ટૂંકા જ દિવસો છે તો બેથી ત્રણ દિવસ અગાઉથી ગામમાં પવિત્રતા રાખવી એ દરેકની ફરજ થઈ પડે છે. જેમાં સ્ત્રી જો રજસ્વલા હોય તો તેણે પોતાનું ઘર છોડીને ગામ કે ફળિયું છોડીને સગાસંબંધી મિત્ર-વર્તુળમાં જતું રહેવું એ ફરજિયાત હોય છે. અને જ્યારે આ દેવમાં ગયેલા. હરખી (દિવનૃત્ય)માં ગયેલા લોકો પાછા આવે નહીં અને બીજા દિવસે જે વિધિ કરે છે તે પૂરી ન થાય ત્યાં સુધી તેણીઓ પોતાના ઘરે આવી શકતી નથી. વિધિ પૂરી થાય પછી આવે તે વાંધો નથી. અને આવું કોઈ બહેનને થાય કયાં તો તેણીએ ઘર છોડીને જવું પડે કયાં તો દેવમાં જવાનો વાર લંબાવવો પડે. કયાં તો તે ઘરમાંથી દેવમાં ન જવાય.

દેવમાં જવાના હોય ત્યારે ઘરેથી સૌ ચોખ્ખાં ધોયલાં કપડાં પહરેલાં હોય છે. અને પવિત્ર સ્થળે જઈએ છીએ એવી ભાવના જાગે છે. રસ્તે ચાલતાં કે ગાડામાં જતાં પણ ખોટા શબ્દો કે ગાળ બોલાય નહીં. કોઈને છેતરાય નહી. મજાક-મશ્કરી પણ ના કરાય. બધી બાબતે સયંમ રાખવો પડે એ વાત અલેખિત પરંપરા ચાલી આવેલી રીત-રિવાજ છે. જો કોઈ અપવિત્ર થાય મન, વાણી, વચનથી તો

એમને કોઈ આફત આવી પડે એવું માનવામાં આવે છે. એ તમામને સહન કરવાનો વારો આવે છે. એટલે એવું કોઈપણ વ્યક્તિ ભૂલેચૂકે પણ ના કરે. જ્યારે કદાચ આવું થાય ત્યારે ભગત પોતાની ખડી (દાણા) જુએ છે કે આમ કેમ થયું, અમારી કયાં ભૂલ થઈ છે એ દેવને પૂછે છે અને આ ભૂલનું કારણ શોધી કાઢે છે અને દેવને કબૂલ કરે છે કે અમે કાળા માથાના માનવી કંઈ ભૂલ થઈ જાય તો તું માફ કરી દેજે અને દેવને એકાદ નારિયેળ માનીને મનાવી લે છે, અને ગુનો માફ કરી દે છે.

રવિવારે ગોવાળદેવ જવાના હોય તો બધા બળદગાડાં જોડીને જશે. બધો માલસામાન અગાઉથી નક્કી કરેલા આયોજન પ્રમાણે દરેક પોતપોતાના બળદગાડામાં જેમ ફાળવેલાં તેમ વાસણો, દેવસામાન, રસોઈ સામાન, લઈ લેવાનો હોય છે. સોંપેલી કામગીરીની તમામ લોકો કદર કરે છે અને સ્વીકારે છે. સૌ તેને પોતાની ફરજ માને છે. કોઈકને ભાગે વડની મૂળી પણ લાવવાની વારી આવે તે લાવે છે. કોઈ હાર-તોરણ માટે ધાનની આખી કંટી થળમાંથીજ કાપી લાવવાની હોય છે તે લાવે છે તો કોઈ છાણાં લાવે છે કોઈએ દૂધ લઈ જવું એ બધું અગાઉથી સહજ ગોઠવાયેલું હોય છે.

દેવ જવાના આગલા બે-ત્રણ દિવસથી ફળિયા કે ગામની ભાગોળે પવિત્ર જગ્યાએ રાત્રે દેવમાં જવાવાળાઓની અમુક વ્યક્તિઓ ભેગી મળે છે અને રાત્રે ગીત-નાટક, સંવાદ, નાચવાનું, ધૂણવાનું કામ કરતા હોય છે અને પછી જ બીજા દિવસે સવારે દિવસ ઉગતાંની સાથે જેતે વિધિ કર્યા પછી ગોવાળદેવ(જેતે દેવ) જવા રવાના થાય છે.

સવારે કયાં તો રાત્રે પણ એ પવિત્ર જગ્યાએ પોતાનું બળદગાડું લાવી દીધેલું હોય છે. કોઈ સવારે મળસકે પણ લાવી શકે છે પણ આ બધાં બળદગાડાં આવી જાય પછી દિવસ નીકળતાં પહેલાં ગાડાં જોડી દેવામાં આવે. ભગત દીવો સળગાવે, અને ઉગતા સૂરજને પગે પડીને વિનંતી કરે છે. અમારી હરખી સારી રીતે જવી જોઈએ અને સારી રીતે પાછી આવવી જોઈએ. ડોવળીવાળા વગાડતા જાય અને ભગત બોલતા જાય અને ધૂણવાવાળા ધૂણતા જાય અને દેવલાકડી ઠોકતા જાય અને હોકારો પાડતા જાય.

બળદગાડાં જોડીને પવિત્ર જગ્યાની ફરતે ખળીની ફરતે ગાડાં ઉભેલાં હોય છે.ગાડામાં બધા જવાવાળા બેસી ગયેલા હોય છે અને ભગત-સૂર્યની પૂજા કરીને ખળીમાં આવે છે. ત્યાં પૂજા ધરતીની કરે છે અને ધૂણે છે. દેવલાકડી ઠોકતા જાય અને હોકારો પાડતા જાય છે અને દીવો સળગાવે છે. બધ્ધે ચારે દિશા તરફ ભગત વિનંતી કરે છે. ઉપર આકાશને સૂર્ય, ચંદ્ર, તારાઓને નમસ્કાર કરે છે. ચારે ખૂણાઓને વંદન નમસ્કાર કરે છે. અને પછી જ ગાડામાં સૌ બેસે છે. ગાડામાં બેઠા પછી ડોવડી વાગતી જાય અને ગાડાં ખળીની ફરતે ગોળ એક વખત ફેરવે, પછી જ દેવ-સ્થાન તરફ રવાના થાય છે.

## રાત્રિ પૂજા

જે રવિવારે ગોળદેવ જવાના હોય તો તેના આગલા દિવસે એટલે કે શનિવાર સાંજે અથવા તો ગુરુ, શુક્ર, શનિવારના સતત ત્રણ દિવસની સાંજે છેલ્લે એક દિવસની સાંજે ગામ કે ફળિયાની ભાગોળે પવિત્ર જગ્યા સ્થાન હોય ત્યાં નક્કી કરેલા સમય પ્રમાણે ભેગા થાય છે. તેમાં ખાસ કરીને પુરુષ વર્ગ વધુ પડતા હોય છે. અને આખી રાત દેવોની વાતો નાટક, ટુચકા, થુણવાનું-નાચવાનું અને કિરચા બોલવાનું (હોકારો પાડવાનું) ચાલુ રહે છે જે દિવસ ઉગતા સુધી કાર્યક્રમ ચાલે છે.

પ્રથમ ભગત, ડોવળીવાળો ડોવળી વગાડે છે. ભગતની હાથમાં દેવલાકડીના ઠપકારા મારે છે. હાથમાં અને ભગત કાંઈ બોલે છે. સાથે ૮ થી ૧૦ પુરુષો દેવલાકડી સાથે નાચતા નાચતા જે પવિત્ર જગ્યા છે એની બહાર પૂર્વ તરફ સૌ જાય છે.

## પૂંજ પેળ

જે ભગત સાથે મિત્રો ખળીની બહાર જાય છે અને નજીકમાં જ પૂર્વતરફના ભાગે બધા ગોળમાં બેસે છે અને ત્યાં દીવો તેલ, ઘીનો પૂરીને સળગાવે છે. ત્યાં ધૂપ

છાણામાં લાકડાના અંગારાથી લોબાન નાખી ધૂપ આપે છે. બધા બીજાઓ પાસે દેવલાકડી છે તે ઠોકે છે અને દોવડીવાળો વગાડે છે. ભગત મંત્ર બોલે છે અને પૂજાપો આપે છે તે સમયે દૂધ-પાણીનું હનવાયણું કરેલું હોય છે તે એક તપેલીમાંથી દમણાના ઝડાથી એક વ્યક્તિ બધા ઉપર આજુબાજુ છાંટે છે. ને સ્થળની પૂજા કરવામાં આવે છે. તેની સાથે દેવ સામગ્રીની પૂજા કરવામાં આવે છે. આખી રાત દેવની પૂજા અને પૂજાની સાથે જુદા જુદા પેળ નીકળે છે ને રાત પસાર થાય છે.

પેળ એટલે એક નાટક. કે એક વિષયની રજૂઆત. પોતાના હાથથી પોતાની છાતીમાં હાથથી મારવું અને જેતે પેળા વિશેની એક નાની વાત કરવી. એમ દરેક ધુણવાવાળા (હવીરીયા) તેઓ બોલતા જાય પછી નાટક, ટુચકા તેમજ કીરચા બોલે. કીરચાવાળો ગવાળે છે બધા ગાય છે નાચે છે દા.ત. ઝાળી પેળ તો તેના ઝાડી જંગલ વિશે વાતો થાય હાગની છાળી, હાદળાછાળી કરમદાછાળી, ખેડાહેછાળી, વિગેરે વિગેરે દરેક પેળા વખતે વિગત વાર કહેવામાં આવે છે તેને પેળ કહેવાય છે. જુદા જુદા પેળ જોઈએ.

**ચૌટાણે પેળ**

ફૂંયે... ચારચૌટ, ફીરત ચૌટ, બદાહે હાચુવત ચૌંટ,

**કોઠારી પેળ**

ફૂંયે... ફરી કોઠારી, ફરીકોઠારીરાદેવોહો
ફૂંયે... અન્ન કોઠારી, ખરદેવતાહો અનકોઠારી
ફૂંયે... થન કોઠારી ...ધન કોઠારીખર દેવતાહો

**ચોકીદાર પેળ**

ફૂંયે....હુકમીદાર.....હુકમીદાર ખર દેવાહો
ફૂંયે...નાકેદાર...નાકેદાર ખર દેવાહો
ફૂંયે....છાપેદાર....છાપેદાર ખર દેવાહો

**પંખી પેળ**

ફૂંયે....ઊડતીપંખી....ખરદેવાહો ઉડતી પંખી
ફૂંયે....રમતી પંખી....ખર દેવતાહો રમતીપંખી
ફૂંયે... ફમતી પંખી...ખર દેવાહો ફમતી પંખી

**શૂરી પેળ**

ફૂંયે... વેંગણવાળે એવી શૂરી.....વેગણવાળે એવી શુરી દેવાહો
ફૂંયે... કૂકળવાળે એવી શૂરી ...ખરદેવાહો કુકળવાળે એવી શૂરી
ફૂંયે... બોકળવાળે એવી શૂરી..ખર દેવાહો બોકળવાળે એવી શૂરી

**થારપેળ**

ફૂંયે... વાડાલીથાર...ખરદેવાવાડાલીથાર
ફૂંયે...બૂઠીથાર...ખરદેવા બુઠીથાર
ફૂંયે...ડાળી કરે એવી થાર...ખરદેવા ડાળી કરે એવીથાર

**દાબળા પેળ**

ફૂયે....દાવળા ફૂન...ખરદેવા દાવળાય ફૂન
ફૂંયે..દાબળાયપાન..ખરદેવા દાબળાયપાન
ફૂંયે...દાબળાયમૂલ...ખરદેવાહો દાબળાયમૂલ

**વાળોપેળ**

ફૂંયે...ખાહયાયવાળો...ખરદેવાહો ખાહયાયવાળો
ફૂંયે...હુરવાલાયવાળો ...ખરદેવા હો હુરવાલાય વાળો
ફૂંયે... મહિયાયવાળો...મહિયાયવાળો ખરદેવાહો

**ફૂતપેળ**

ફૂંયે...ખાંગલ વાગાળતો ફૂત..ખર દેવા હો
ખાંગલ વાગાળતો ફૂત
ફૂંયે... મહાયણો ફૂત....ખરદેવાહો..મહાપણે ફૂત
ફૂંયે....બગલો ફૂત...ખરદેવાહો બગલો ફૂત
ફૂંયે... કાલ્યો ફૂત...ખરદેવહો કાલ્યો ફૂત
ફૂંયે... બામિયણો ફૂત...ખરદેવાહો બામિયમો ફૂત

**ફૂતાણ પેળ**

ફૂયે.... મચકાલી ફૂતાણ....ખરદેવાહો મચકાતી ફૂતાણ
ફૂંયે... ચહકાલી ફૂતાણ...ખરદેવતા હો મહકાલી ફૂતાણ
ફૂંયે.... અવલા પાગાલી ફૂતાણ...ખરદેવા દેવાહો અવલા પાગાલા ફૂતાણ

**ફૂતાણ પેળ**

ફૂંયે...હાચ વચન રા ફૂંયાં... ખરદેવા હાચવચન રાદેવા
ફૂંયે... ફીરેનીતેવ વચાન.... ખરદેવા ફીરેની તેવવચાન
ફૂંયે... તુટેની તેવ વચાન... ખરદેવા તુટની તેવ વચાન

હોય, હોય, હોય, ઉબૂ..બૂ..બૂ. પવન લે છે અને પછી જે પવિત્ર જગા ખળીની છે ત્યાં આવે છે.

ભગત-બૂમો મારે છે. હવીરિયા હોકારો પાળે છે. ડોવળીવાળો ડોવળી વગાડે છે અને બધા નાચતાનાચતા ખળી તરફ આવે છે.

ખળીની ફરતે ત્રણ-પાંચ સાત એવાં તાપણાં(જેગરા) સળગાવેલાં હોય ફરતે ગોળાકારમાં બળદ ગાલ્લી પણ મૂકેલી હોય ને બધા તાપણામાં બેઠા હોય છે.

ભગતને લોકો ખળી તરફ આવે છે. ફરતે તાપણું છે. ત્યાં વચ્ચોવચ બધા આવે

છે. અને વચમાં એક દીવો સળગાવે છે. ને ભગત પવન લે. અને કહે ખળીને પવિત્ર કરવી પડશે રે ભાઈ. બધા હોકારો મારે છે ઉબૂ..બૂ..બૂ એટલે હાની પરવાનગી.

ભગત કપડાં બધાં ઉતારી નાખે છે અને ફક્ત લંગોટી પર રહે છે માથાના લાંબા વાળ છૂટા કરી દે છે અને દોડતો દોડતો ખળીમાં ગોળ ગોળ તાપણે તાપણે ફરે છે અને એક જગ્યાએથી(તાપણામાંથી) સળગતું લાકડું લઈ લે દવાયળા ફૂતનું સ્વરૂપ થારણ કરે છે. અને ખળીમાં એક બાજુ એટલે પૂર્વ દિશાને ધ્યાન રાખી સૂરજને પ્રમાણ કરીને સળગતા લાકડાનો એક છેડો જમીન સાથે અડાડીને આખી ખળીને ફરતે ફરે ચોકડી પણ પાડે છે. એટલે કહે છે દોળેલો દોળો આપળે ગામમાં દવાયળો ફૂત આવ્યો અને આપણા ગામને સળગાવી મૂક્યો. રે....રે....રે... એટલે એક ભાઈ હવીરિયો (આગળથી નક્કી કરેલ જ હોય છે) એક માટલું પાણીથી ભરેલું લઈને દોડે છે અને જેમ જેમ દવાયળો ફૂત દોડતો તેમતેમ પાણી રેડતો રેડતો પેલો ભાઈ દોડે છે અને લગાડેલી આગ પાણીથી બુઝાવે છે. એટલે ભગત કહે છે, આપણી ખળી બનાવવાની એટલે ચોખ્ખી બનાવવી પળે.

જંગરે જંગરે ભગત ફરે અને બૂમો પાળે છે, ચાલો રે ચાલો ગામના જુવાન છોકરાઓ ચાલજો. આપણે ખળી સાફ કરવાની છે એટલે પાવડા-તિકમ, ધાર્યું, કોદાળી, દાતડું, કરસાટા લઈને આવજો રે....

થોડા પાંચ-સાત જુવાન ખળીમાં જાય અને ખૂંટળા ખોદવાના હોય તે ઝાડના ખૂંટા ખોદીને કાઢવાનો હાવભાવ કરે અને આખરે ખૂંટા ખોદીને બે ચાર જણા ઊંચકીને બહાર કાઢવાનો ઢોંગ કરે છે.

એક ભાઈ ચાદર ઓઢીને બેસી જાય બધા એને મોટું ખૂટૂં છે એમ માની પારેય, પાવળા, તીકમથી ફરતે ખોદે ખૂંટાને હલાવીને બેચાર જણા ઊંચકીને બહાર ફેંકી આવે. નીંદવા અને ઘાસ કાપવા બોલાવે એટલે ફરી બીજા જાય નીંદવાનો અભિનય કરે.

એમને મજૂરી તરીકે તાળી પાવે. ભગત તાળી લેવા પારસીને ત્યાં જાય. ને મોડું

થતાં બે જણાં ઝગડો કરે. તું પારસી સાથે વાતો કર્યા કરતી હતી એટલે મોડું થયું. પેલી કહે, નારે ના. પણ ભગત માન તો નથી. તું પારસી સાથે દારૂ પીવા જ રોકાયલી હશે. પેલી કહે ના રે ના. આખરે તેણીને દારૂ પી આવી ને છાકટી થઈને મોડી આવી તે માટે મારે છે.

દારૂ પીવા નીંદવાવાળા મજૂરોને ભગત પાંદડાં વહેંચે છે. એક ખાખરાનું પાંદડું જમણા હાથમાં લે અને તેના આગળના ભાગે કુદીને ખસી જાયને આપે કુદીને પાંદડું ઘસીને પીનારાને આપે. દારૂ પીણી હોય તે બધાને પાનમાં આપે બધા શાક પાડે, પીએ. બધા છાકટા થઈ જાય, જેમ-તેમ પોતાના જંગરે(તાપણે) આવે. પછી પૂંજા નાખવા માટે બીજા જાય. પૂંજા ભરી ભરીને આખે નાખે, એમને કાંદો ને ચટણી ખાવા આપવામાં આવે.

ખળી વાળવા માટે ઉધડું આપે બધા વાળી કાઢે. પછી બળદ બે જોડે સમાર ફેરવે. બળદ ચાર પગ કરીને આગળ ચાલે ને પાછળ એક હાંકવાવાળો હોય ને સમાર ફરી જાય.

ખળી ચોખી થઈ દારૂ પીવા માટે બધાને બોલાવે. બધાને પાતરા આપવામાં આવે ને દારૂ આપીને શાક પાડીને પીવાની રજા આપવામાં આવે ત્યારે જ બધા પીએ.

નાચણું હવે નાચણું શરૂ થાય છે. ડોવડીવાળો ડોવળી વગાડતો જાય, દેવલાકડી વાળા ઠપકારતા જાય, ને છંદે છંદે નાચતા જાય, ને હોકારો દેતા જાય. બધા પવન લે.ખળીના એક ખૂણા તરફ કિનારે બધો દેવસામન મૂકેલો હોય છે. ત્યાં એક ભોગારી બેઠો હોય છે. તે સવાલો કરે કરતા હોય (થુણવાવાળા) તેનો જવાબ આપે. ભોગારી પાસે દીવો સળગાવેલો હોય. એક છાણાંમાં લાકડાં સળગાવી ધૂપ લોબાનનો કરેલો હોય તેની પાસે વડની મૂળીઓ નજીકમાં જ હોય. ભોગારીને માથે ટોપી-પાઘળી હોય, ડગલું -ધોતી પહેરેલી હોય અને એ વ્યક્તિ મીઠા સ્વભાવવાળો પણ હોય. ગામમાં સારી ઇજ્જતવાળો પણ હોય અને દેવ-દેવીઓને માનનારો પણ હોય.

થુણવાવાળા થૂંણતા થૂંણતા પેલા ભોગારી કાકા પાસે આવે છે અને તેને ભોગારીકાકા વડની મૂળી લોબાનમાં ધૂપીને આપે છે. મૂળી જેને મળી તેઓ પોતાના શરીરે મારે. ને થૂંણે. બીજાને પણ એકાદ બે ચપકા ફેરવી આપે છે તો

પણ તેને વાગતું નથી.

ભગત પાસે વડની મૂળીનો ચાપકો ગૂંથેલો પણ હોય. જે પોતાનો જેટલો જોર હોય તેટલો જોર કરી કૂદીને થૂંણવાવાળાને ચાપકો મારે. છતાં તેને વાગતો જ નથી. આખરે બધા ધૂણી ધૂણીને શાંત પડે ત્યારે ફરી નાચવાનું ચાલુ કરે છે અને નાચી નાચીને ભગત બૂમાટી મારે. – હોય, હોય, હોય , ઉબૂ, બૂ, બૂ, બધા ઉબૂ, બૂ, બૂ કરે છે અને ભોગારી બેઠો હોય ત્યાં જાય. તેની સામે વાત વર્ણવે. પછી પેલાનું નામ લે છે અને પેડું બોલે છે.

**હલ પેળ**

ફૂંયોઃ વાંકહલ, (બોલીને છાતીમાં પોતાનો હાથ મારે છે ત્યારે ભોગારી બોલે ખરદેવતા હો વાંક હલરાફૂંયાં

ફૂંયેઃ હલાય વાંકી દાંડી..... ખર દેવતા હો હલાય વાંકી દાંડી

ફૂંયેઃ હલાય જાળ જોહરી..... ખર દેવતા હો જાળ જોહર ફૂંયા

ફૂંયેઃ હલાય ચીંદ કુહન..... ખર દેવતા હો હલાય ચીદું કુહન

ફૂંયેઃ હલાય બાવલાય ચવળં ખર દેવતા હો હલાય બાવલાય ચવળં

ફરી નાચે હોકારો પોડે. જેમાં એક જણ ગવાડે બીજા બધા ઝીલે. (હોકારો પાડે છે) તોળ હોરો.... રોવા છો...

એક જણ બોલાવે તોળ હોરો ..... બીજા બોલે,

રોવા છો ....... તોળહોરો ...... રોવા છો.......

ખેળત હલ ..... રોવા છો, હલાય દાંડી...... રોવા છો.....

બાવલાય પોટી.... રોવા છો .... બાવલાય ચવળ રોવા છો.

હલાય દાંડી..... રોવા છો ચિંદુ કુહન..... રોવા છો

પેલો ગોવરો.... રોવા છો.... બીજો ગોવરો.....

જાડ જોહર.... રોવા છો... જોહરે હીવલ....રોવા છો

નવી નાડાણ.... રોવા છો .... ગુથીને જોતે ફૂલાલે જોને... રોવા છો

ફરી ઉબૂ- બૂ બૂ- બધા ઉબૂ-બૂ-બૂ કરે છે અને ભોગારી પાસે જાય. ને બીજું પેળ કાઢે.

**થર પેળ**

ફૂંયેઃ ખાંડો થુર, ખરદેવતાહો ખાંડો થુર
ફૂંયેઃ મીડો થુર ખરદેવતાહો મીંડો થુર
ફૂંયેઃ બાલો થુર.... ખરદેવતાહો બેગલો થુર
ફૂંયેઃ ભૂરો થુર.... ખરદેવતાહો ભૂરો થુર

**હાકીયળો પેળ**

ફૂંયે .... કરચો દુબાલ, ખરદેવતાહો કરચો દુબાલ.
ફૂયે.... કરચી દુબલાણી ખરદેતાહો કરચી દુબલાણી.

**ઓરાણ પેળ**

ફૂંયે.... વાની જુવાર.... ખરદેવતાહો વાની જુવાર.
ફુંયે.... કળાહલ્ય.... ખરદેવતાહો કળાહાલ્ય.
ફૂંયે.... દાદરી લગ્નની જુવાર ખરદેવતાહો દાદરી જુવાર.

**કઠોળ વાન પેળ**

ફુય.... કાલમુગ .... ખરદેવતાહો કાલ મુંગ.
ફુંયે.... લીલમુંગ .... ખરદેવતાહો લીલુ મુંગ.
ફંયે.... ચાફટી મસૂરી.... ખરદેવતાહો ચાફટી મસુરી.
ફુંયે.... ચચરો ચણો.... ખરદેવતાહો ચચરો ચણો.

ઉબૂ .... બૂ.... બધા બોલે ઉબૂ.... બૂ .... બૂ .... ભોગારી પોસે જાય. બોલે ભલભલે હલે હેદ જે. રાફૂયા ફલ ફલે વાન-તુવરે હેજજે. ભલ ભલ હાકીયળા હેરર્યા. ભલ ભલે ઓરવને કદરા ફૂંયા ખરદેવતાહો.

ભગત બોલે ભલ ભલ ઓરાણ કરી દેદરા ફુયા ખર દેવતા હો. આવતે પેળે દેવાહો તીયારું જ ખાવાયને તીયારું જ જીવાય હોને દેવાહો.

**પાચ્ટ પેળ**

ફુંયે .... ઉદં પોચ્ટ.... ખરદેવતાહો ઉદં પોચ્ટ.
ફુંયે.... હીદં પોચ્ટ.... ખરદેવતાહો હીદં પોચ્ટ.
ફુંયે.... હોના પોચ્ટ .... ખરદેવતાહો હોના પોચ્ટ.

**પોરહી પેળ**

ફુંયે .... ફેકું પોરહી.... ખરદેવતાહો ફેકું પોરહી.
ફુંયે.... પીઠ ચાનુવત પોરહી .... ખરદેવતા હો પીઠ યાવુવત પોરહી.
ફુયે.... ફુરસી પોરહાણ.... ખરદેવતાહો ફુરસી પોરહાણ.
ફુંય.... પોરહાય હદરો .... ખરદેવતાહો પોરહાય હદરો.

**ફ્ટ્ટી પેળ**

ફુયે .... માનીતી ફટ્ટી.... ખરદેવતાહો માનીતી ફટ્ટી.
ફુયે.... ઊબી ફટ્ટી .... ખરદેવતાહો ઊભી ફટ્ટી.
ફુયે.... ગુંગી ફટ્ટી.... ખરદેવતાહો ગુંગી ફટ્ટી.
ફુંયે.... ખરેખર ફટ્ટી.... ખરદેવતાહો ખરેખર ફટ્ટી.

**દારૂ માપ પેળ**

ફુંયે.... નવટાંકમાપ .... ખરદેવતાહો નવટાંકમાપ.
ફુંયે .... અદોળમાપ .... ખરદેવતાહો અધોળમાપ.
ફુંયે .... પાહેર માપ .... ખરદેવતાહો પાહેરમાપ.
ફુંયે ....હેરમાપ .... ખરદેવતાહે .... હેરમાપ રા ભૂયા.

**નાણું પેળ**

ફુંયે.... કુરકુની નાણ.... ખરદેવાહો કુરકુની નાણ.

ફુંયે .... તાલા કૂચી નાણ.... ખરદેવાહો તાલા કૂચી નાણ.

ફુંયે....નાણ જરૂરની પેળે તેવ નાણ ....ખરદેવતાહો જરૂરની પેળે તેવ નાણ રા દેવાહો.

ઉબૂ .... બૂ .... બૂ .... બધા બૂમ મારે ઉબૂ .... બૂ .... બૂ ....

**ખોળો પેળ**

ફૂંયે.... ચિત્રો ખોળો .... ખર દેવતાહો .... ચિત્રો ખોળો.

ફુંયે.... બગાયો ખોળો .... ખર દેવતાહો બગાયો ખોળો.

ફુંયે.... ગાંડ વાલ્યો ખોળો.... ખરદેવતાહો ગાંડ વાલ્યો ખોળો.

ઘોડાનું પેડું બોલતા બોલતા ધૂણવા લાગે વડની મૂળીના સપાટા ફેરવે. ભગત પાણી પીવા, બીડી પીવા રજા આપે. એકીપાણી ગયા પછી તેના પર હનવાણિયું છાંટીને પવિત્ર કરવામાં આવે.

એ સમયે નવા હવીરિયા તૈયાર કરે છે. નવા ધૂણવાવાળાની પરીક્ષા થાય. જેઓ અત્યાર સુધી ધૂયણા જ નથી તેવાની પરીક્ષા થાય. ભોગારી બેઠો છે ત્યાં લાકડી ઊભી કરી ત્યાં નીચે પાઘડી મૂકે. જે વણવાની હોય જો પાઘડી વણતાં સુધીમાં જો પવન ધૂણું ન આવે તો તેને નથી આવતું. જ્યારે પવન નવા લોકો લે ત્યારે બે-ચાર જણા બુમાટી મારતા હોય છે. ને ડોવળીવાળો ડોવળી વગાડતો જ જાય છે. બુમાટી બુમાટી મારતા જ જાય છે ઉબૂ-બૂ-બૂ ઉબૂ-બૂ-ઉ-બૂ-બૂ પાઘડી વણતા પેહેલાજો તેને ધૂણું આવી જાય તો તે હવીરિયો ગણાય ને છેલ્લે સુધી એ પદ જાળવી રાખે છે. ને પાછા ભગતને ડોવળીવાળા ને હવીરિયા લોકો ઊભા થાય છે ને નાચે.

તોળ હોરો .... રોવા છો ઊભીભટ્ટી .... રોવા છો.

દારૂ માપલ .... રોવા છો તાલા કુચી .... રોવા છો.

ચિત્રો ધોળો .... રોવાછો .... બગાયો ખોળો.... રોવા છો.
ઉબૂ બૂ બૂ સૌ ઉબૂબૂબૂ કરે છે.

**ખોળા સામાન**

ફુંયે.... કાટાલી લગામરા ફુંયા .... ખરદેવતાહો કાટાલી લગામ.
ફુંયે .... પોચી પોચી ગાદીરા ફુંયા .... ખરદેવતાહો પોચી પોચી ગાદી.
ફુંયે .... લગામણો આછળોરા ફુયા .... ખરદેવાહો લગામણો આછળો.
ફુંયે.... હના ચાપેકો રા ફુયા.... ખરદેવતાહો હના ચાપેકો ફુંયા.

બધા થુણે છે અને પછી પવન શાંત પડે છે એટલે ભગત બધાને રજા આપે.

એક બહેન સફાઈ કામદારનો વેશ લે. વડની મૂળીથી ખળી વાળે. ટોપલામાં કચરો-પૂજો ભરે પછી ટોપલો માથા ઉપર લઈ ખળી બહાર નાખવા જાય ત્યારે જંગરે બેઠેલા લોકો કહે, આ તો પૂર્વ દિશા છે. આ તરફ તો સૂર્ય ઉગે છે. આ તરફ ની નાખતી. ત્યાંથી દક્ષિણ તરફ જાય, આ તરફનો ઉનાઈ માતાનું સ્થાનક આવે છે એટલે આ તરફ પણ ની નાખતી. પશ્ચિમ તરફનો આ તરફ ચંદ્રનો નવો દેખાય છે એટલે આ તરફ પણ ની નાખતી અને આખરે ઉત્તર દિશામાં કચરો-પૂજો ભરેલો ટોપેલો નાખવા જાય.

પછી તે તાપણે તાપણે તમખી તમાકું માગે કહે આવલી બાવલી ભાજી રાંદી લાવ રે મારી ભાંગ ની બી આપો તો મોઢામાં મૂતરી જામ. અને પૂઠી પટેન બીળી-હીળી પીવાણોકા અને આવાત ને બેહાત ને ખલ્યેમાં બીળી પીયાત, તમાકુ ખાયત, પોણી પીયાત, વિશ્રાત નેયાત ને પૂઠી પાછા ઉઠાત ને ફરી નાચવાણં ચાલુ કરાત.

**જાંજર પેળ**

ફુંયે.... વાકં જાંજરું.... ખરદેવારો વાકં જાંજરં.
ફુંયે ઊબ જાંજર.... ખરદેવાહો ઉબ જાંજરં.

**સાદાન પેળ**

કુંયે.... મોટો બીળો.... ખરદેવતાહો મોટો બીળો.
કુંયે.... હનાકરાઠો.... ખરદેવતા .... હનાકરાઠો ફુયા.
કુંયે.... ગુંદીરીયો પાવળો.... ખરદેવતા.... ગુદીરીયો પાવળો.
કુંયે.... ગુંદીરીય તગારં.... ખરદેવતાહો....ગુદીરીય તગારં.
કુંયે.... ગુંદીરીયો ખટારો.... ખરદેવતાહો ગુંગીરયો ખટારો.

**વાટ પેળ**

કુંયે.... હીદી વાટ.... ખરદેવતાહો હીદી વાટ રા ફૂંયા.
કુંયે.... વાકળીવાટ.... ખરદેવાહો વાકળી વાટ રા ફૂંયા.
કુંયે.... ફંગજાણે પૂછવાણ.... ખરદેવતાહો ફંગજાણે પૂછવાણં

હવે વાયર ફાંગવ પળે એટલે ફગાત થૂંણતો હવીયરા થૂણને મંજડા ને ચાપકા ફેરવાત ને નાચણે મંજડા ડોવળી વાલો ડોવળી વગાળતો જાય. નાચવાવાલા હોકારો પોળતા જાયાત કિરચાવાલો કિચ્ચે ગાય.

**ફમરા પેળ**

કુંયે.... ઉડતો ફમરો.... ખરદેવાહો ઉડતો ફમરો.
કુંયે.... ફીરતો ફમરો.... ખરદેવાહો ફીરતો ફમરો.
કુંયે.... તીરહાય ફમરો.... ખરદેવાહો તીરહાય ફમરો.

**ગાંડો વેહળો પેળ**

કુંયે.... ગાંડો વેહળો.... ખરદેવાહો ગાંડો વેહળો રા ફૂંયા.
કુંયે.... થુંજરો વેહળો.... ખરદેવાહો થુંજરો વેહળો રા.

**દરિયાકાંઠો પેળ**

કુંયે.... ઊંડો દરિયો.... ખરદેવાહો ઊંડો દરિયો.

ફુંયે.... ફૂરો દરિયો .... ખરદેવાહો ફૂરો દરિયો.

ફુંયે.... ખારો દરિયો.... ખરદેવાહો ખારો દરિયો.

ફુંયે.... મલો દરિયો ખરદેવતાહો મલો દરિયો.

ફુંયે.... કાલો દરિયો.... ખરદેવાહો કાલો દરિયો રા ફુંયા.

**દરિયા કાંઠો**

ફુંયે.... ગોવાલદેવાય દરિયા કાંઠો.... ખરદેવતાહો ગોવાલ દેવાય દરિયા કાંઠો.

ફુંયે.... દેવલીમાળયે દરિયાકાંઠો .... ખરદેવાહો દેવલીમાયળે દરિયાકાંઠો.

**પાર પેળ**

ફુંયે.... જુવાયરે પાર.... ખરદેવાહો જુવાય રે પાર.

ફુંયે ....ફાતાય પાર.... ખરદેવાહો ફાતાય પાર.

**માછની પેળ**

ફુંયે.... ડકળી માછની ખરદેવાહો ડકળી માછની.

ફુંયે.... દરિયા માછની.... ખરદેવાહો દરિયા માછની.

ફુંયે.... ખીરપૂણ માછની.... ખરદેવાહો ખીરખૂણ માછની.

ફુંયે.... ચચર ફાદ.... ખરદેવાહો ચચર ફાદ.

ફુંયે.... મૂછહાલ હીમડં.... ખરદેવાહો મૂછહાલ હીમડં.

ફુંયે.... માછલી કાંટાહાલી.... ખરદેવતા માછની કાટાહાલી રા ફુંયા.

**કાટી પેળ**

ફુંયે.... કાટાલી કાટી.... ખરદેવાહો કાટાલી કાટી.

ફુંયે.... છેતરે તેવી કાટી.... ખરદેવાહો છેતરે તેવી કાંટી રા ફુંયા.

ફુંયે.... નમતી કાટી.... ખરદેવાહો નમતી કાટી.

ફુંયે.... થળા વગારની કાટી.... ખરદેવાહો થળાવગારની કાટી.

**માલ પેળ**

ફુંયે.... ઊંચો માલ.... ખરદેવાહો ઊંચો માલ.

ફુંયે.... નીચો માલ.... ખરદેવાહો નીચો માલ.

ઊબૂ- બૂ-બૂ સૌ ઊબૂ-બૂ-બૂ કરે છે નાચે કૂદે ને હોકારો મારે. ડોવળી મઝાની વાગે. ને સૌ શાંત થાય.

**ડોગાર પેળ**

ફુંયે.... કાલોકાકાર.... ખરદેવતાહો કાલોકાટ ફુંયા.

ફુંયે.... દેવલીમાયળે ડોગાર.... ખરદેવાહો દેવલીમાયળે ડોગાર.

ફુંયે.... આંહીદા દેવાય ડોગાર.... ખરદેવાહો આંહીદા દેળય ડોગાર.

ફુંયે.... હળમી માયળે ડોગાર.... ખરદેવાહો હળમી માયળો ડોગાર.

ફુંયે.... ખુહમાય માળીયે ડોગાર.... ખરદેવાહો ખુહમાય માળી ડોગાર.

ફુંયે.... બણબો ડોગાર.... ખરદેવાહો બણબોડોગાર ફુંયા.

ફુંયે.... ચિત્રોરો ડોગાર ખરદેવાહો ચિત્રરો ડોગાર ફુંયા.

**છાળી પેળ**

ફુંયે.... હાગાય છાળી ખરદેવતાહો હગાય છાળી ફુંયા.

ફુંયે.... મોડલા છાળી.... ખરદેવતાહો મોડલાય છાળી હા ફુંયા.

ફુંયે.... કમદાય છાળી.... ખરદેવાહો કમદાય છાળી.

તોળહોરો રોવા છો કાકળા છાળી રોવા છો....

કુવલા છાળી રોવા છો ખેડારે છાળી રોવા છો....

બાવલા છાળી.... રોવા છો.... હીહમા છાળી રોવા છો....

### કુપ પેળ

કુંયે.... આંદોર્ય કુપ.... ખરદેવતાહો આંદાર્યો કુપે રા કુંયા.
કુંયે.... હુજાલ્યો કુપ.... ન ખરદેવતાહો હુજાલ્યો કુપ રા કુંયા.
કુંયે.... ફરીજો કુપ.... ખરદેવતાહો ફરીનો કૂપ રા કુંયા.

### બારી પેળ

કુંયે.... વાગા બારી.... ખરદેવાહો વાગા બારી રા કુંયા.
કુંયે....હંહલા બારી.... ખરદેવાહો હંરલા બારી રા કુંયા.
કુંયે.... ગોદા બારી.... ખરદેવાહો ગોદા બારી રા કુંયા.
કુંયે.... કુંડ બારી.... ખરદેવાહો કુંડ બારી રા કુંયા.
કુંયે.... રીછળા બારી.... ખરદેવાહો રીછળા બારી રા કુંયા.

### ભૂંડ મારવો

એક જણ ભૂંડ મારવા માટે ધનુષ તીર-કામઠું લઈ ને ભૂંડ મારવા નીકળે, પોતાના બાણથી એ ભૂંડને વીંધીને મારી નાખે. (અગ્નિના અંગારા હાથમાં ઉપાડે છે અને જે ભૂંડ ચાદર ઓઢીને ચાલતું હોય તે ભૂંડને મારે છે એટલે ગોળી મારી અને ભૂંડ મરી જાય છે. તેના ઉપરથી ચાદર ખેંચી લે છે અને ચામડું ઊખેડી નાખ્યું એટલે ભૂંડને ખાવાલાયક તૈયાર કરી નાખ્યો અને તેને ખાવાનો ઢોંગ કરે.

### પારદી પેળ

કુંયે.... ટાહયો પારધી ખરદેવાહો ટાહયો પારધી.
કુંયે.... ધનુષ થારી પારધી.... ખરદેવાહો ધનુષધારી પારધી.
કુંયે.... બંદુકથારી પારધી.... ખરદેવાહો બંદુકથારી પારધી.
કુયં.... દપીન થરે તેવો પારધી.... ખરદેવાહો દપીન થરે તેવો પારધી.

**ગોલી પેળ**

ફુંયે.... શિરાગોળી ખરદેવાહો શિરાગોલી રા ફુંયા.
ફુંયે.... અગન ગોલી ખરદેવાહો અગન દોલી રા ફુંયા.
ફુંયે.... તાંબા ગોલી રા ફુંયા.... ખરાદેવાહો તાંબાગોલી.

**કાપ્ન પેળ**

ફુંયે.... ચંદ્ર કાપી.... ખરદેવાહો ચંદ્ર કાપ્ન રા ફુંયા.
ફુંયે .... ગોલવં ડોચનો....ખરદેવાહો ગોલવં ડોચનો.
ફુંયે .... બુઠં ડોચનો.... ખરદેવાહો બુઠં ડોચનો.

**વાવળી પેળ**

ફુંયે.... કુચી વાવળી.... ખરદેવાહો કુચી વાવળી.
ફુંયે.... ઊડી વાવળી.... ખરદેવાહો ઊંડી વાવળી.
ફુંયે.... નીંડી વાવળી.... ખરદેવાહો નંદી વાવળી.

**કોહો પેળ**

ફુંયે.... કાલો કોહો.... ખરદેવાહો કાલો કોહો.
ફુંયે.... હાંકળો કોહો.... ખરદેવાહો હાંકળો કોહો.
ફુંયે.... કચરો દુબાલ ખરદેવાહો..... કચરો દુબાલ.

**પાટ પેળ**

ફુંયે.... આડો પાટ.... ખરદેવાહો આડો પાટ.
ફુંયે.... હીદો પાટ.... ખરદેવાહો હીદો પાટ.
ફુંયે.... વાંકો પાટ.... ખરદેવાહો વાંકો પાટ રા ફુંયા.

**વાળી પેળ**

કુંયે.... મીરચા વાળી.... ખરદેવાહો મીરચા વાળી રા કુંયા.

કુંયે.... વેંગણા વાળી.... ખરદેવાહો વેંગણા વાળી રા કુંયા.

કુંયે.... કેલાહે વાળી.... ખરદેવાહો કેલાહે વાળી.

કુંયે.... ટામીટા વાળી.... ખરદેવાહો ટામેટાહે વાળી.

કુંયે.... ખાટી ફાજી વાળી.... ખરદેવાહો ખાટી ફાજી વાળી.

**હાટ પેળ**

કુંયે.... વ્યારા વાલો હાટ.... ખરદેવાહો વ્યારા વાલો હાટ.

કુંયે.... કરચીના વાલો હાટ.... ખરદેવાહો કરચીના વાલો હાટ.

કુંયે.... માંણબીણો હાટ.... ખરદેવાહો માણબીણો હાટ.

કુંયે .... બુઆયરો હાટ....ખરદેવાહો બુઆયરો હાટ.

**કાચ્છ પેળ**

કુંયે.... પલ હંગ કાચ્છ.... ખરદેવાહો હંગ કાચ્છ.

કુંયે.... પલ મંગ કાચ્છ.... ખરદેવાહો મગ કાચ્છ.

કુંયે.... પલ ચીહટ કાચ્છ.... ખરદેવાહો ચિહટ કાચ્છ.

કુંયે....કુંજરી કાચ્છા.... ખરદેવાહો કુંજરી કાચ્છાણ

**હળફં પેળ**

કુંયે.... તાલ...ચાવી હળફં.... ખરદેવાહો તાલ ચાવી હળફં.

કુંયે.... રૂપા-પાવલી.... મુકવાણ હળફં ખરદેવાહો રૂપા -પાવલી.

કુંયે.... તાંબા.... પવહાળ હળફં ખરદેવાહો તાલા ચાવી હળફં.

**દાદરં પેળ**

આંહીયો.... હુખ્ખ દાદરં ખરદેવાહો હુખ્ખદાદરં.
આંહીયો.... માહલ દાદરં ખરદેવાહો માહલ દાદરં રા કૂંયા.
કુંયે ધાનઊગેતેવં દાદરં ખરદેવાહો થાનઉગેતેવં દાદરં.
કુંયે ડોબેચરને આવાત તેવં દાદરં ખરદેવાહો.
ડોબે ચરાત તેવ દાદરં.
કુંયે ગોવાલે રમાતી તેવં દાદરં ખરદેવાહો.
ગોવાલે રમાત તેવં દાદરં.

**ગોવાલ પેળ**

કુંયે.... જયંતી ગોવાલ.... ખરદેવતાહો જયંતી ગોવાલ.
કુંયે.... રામી ગોવાલાણ.... ખરદેવતાહો રામી ગોવાલાણ.
કુંયે.... રત્નો ગોવળ ખરદેવતાહા.... રત્નો ગોવાલ રા કૂંયા.

**ગાય ગોઠાણપેળ**

કુંયે.... વળાતલે ગાયગોઠાણ ખરદેવતાહો.... વળાતલે ગાયગોઠાણ
કુંયે.... નદી કિનારે ગાયગોઠાણ.... ખરદેવતાહો નદી કિનારે ગાયગોઠાણ.

**ફેહમાદાણ પેળ**

કુંયે.... જામણાવાલં ફેહમાદાણ.... ખરદેવાહો જામણાવાલં.
કુંયે.... બીર બુટાલ ફેહમાદાણં.... ખરદેવાહો બીરબુટાવાળ ફેહમાંદાણ.

**વંજારી- વંજારા**

વંજારીને વણજારો બને ને તેઓ સાથે ગાય-ભેંસ પણ બને પછી દેગડો લાવીને દૂધ કાઢે પછી તે દહીં મોરવે. દહીંનું છાશ તાણે જે છાશમાંથી માખણ નીકળે તેને ઘી બનાવે એ ઘી દેવ માટે દીવો કરવા વાપરે છે.

### ગોલી પેળ

કુંયે.... ફરીગોલી.... ખરદેવાહો ફરી ગોલી રા કુંયા.

કુંયે.... ખાલીગોલી.... ખરદેવાહો ખાલીગોલી રા કુંયા.

કુંયે.... દંયથી ઉબાતીગોલી.... ખરદેવાહો દંયથી ઉબાતીગોલી.

### રવિ પેળ

કુંયે.... ફીરતી રવિ.... ખરદેવાહો ફીરતી રવિ.

કુંયે.... કેતકા હોટાય રવિ.... ખરદેવાહો કેતકા હોટાય રવિ.

કુંયે.... વાહળાય રવિ.... ખરદેવાહો વાહળાય રવિ.

કુંયે.... નાન્ની રવિ.... ખરદેવાહો નાન્ની રવિ.

કુંયે.... મોટી ટોકરા રવિ.... ખરદેવાહો મોટી ટોકરા રવિ.

કુંયે.... ફરાતી ફરતી રવિ.... ખરદેવાહો ફરાતી ફરતી રવિ.

### નેત્ર પેળ

કુંયે.... હણાય નેત્ર.... ખરદેવાહો હણાય નેત્ર.

કુંયે.... કાથા દોરીયે નેત્ર.... ખરદેવાહો કાથાદોરીયે નેત્ર.

### રાજાપાંઠો પેળ

કુંયે.... રાજાપાંઠો.... ખરદેવાહો રાજાપાંઠો કૂંયા.

કુંયે.... બાલો વીદાણ.... ખરદેવાહો વાલો વીંદાણ કૂંયા.

કુંયે.... રાજાપાંઠાય ખોળો.... ખરદેવાહો રાજા રાજાપાંઠાય ખોળો.

### રાતપેળ

કુંયે.... ફરી રાત.... ખરદેવાહો ફરીરાત રા કૂંયા.

કુંયે.... માનીતી રાત ખરદેવાહો.... માનીતી રાત રા કૂંયા.

**તારા પેળ**

ફુંયે.... હુજાલ્યો તારો.... ખરદેવાહો હુજાલ્યો તારો.
ફુંયે.... ફુતીયો તારો.... ખરદેવાહો ફુતીયો તારો.
ફુંયે.... પલપલ્યો તારો.... ખરદેવાહો પલપલ્યો તારો.

**રહણી પેળ**

ફુંયે.... વડીરહણી.... ખરદેવાહો વડીરહણી.
ફુંયે.... કીરમાલી રહણી.... ખરદેવાહો કીરમાલી રહણી.

**દાતુંણે પેળ**

ફુંયે.... વળાય દાતુંણે.... ખરદેવાહો વળાય દાતુંણે ફૂંયા.
ફુંયે.... કણજાય દાતુંણે.... ખરદેવાહો કણજાય દાતુંણે ફૂંયા.
ફુંયે.... ખાખરાય દાતુંણે.... ખરદેવાહો ખાખરાય દાતુંણે ફૂંયા.
ફુંયે.... બાવલાય દાતુંણે....ખરદેવાહો બાવલાય દાતુંણે ફૂંયા.
ફુંયે.... જામણાય દાતુંણે.... ખરદેવાહો જામણા દાતુંણે ફૂંયા.

**પાવણે**

હરખીમાં રોકાયેલામાંથી બે જણા તૈયાર થાય, એક જણો પાગળો બાંધી લે છે અને બીજો એવો ડગલો પહેરી પોતળી પેરીને મરદ થઈ અને બીજો બૈરી બને. બન્ને જણા જંગરે જંગરે (તાપણે) ફરે જેમાં સાથે ડોવળીવાળા પણ ખરા અને નાચવાવાળા પણ ખરા. જંગરા વાળો એ મહેમાનોને બોલાવે. આવા આવા આવા બાબા, આવા બાયુ આવા અમારે હીયે પાવણે રયા-રયા આવા આવા બેહયા-બેહયા.

ફુંયે.... પાંચ પાંવણે આવે રા.... ખરદેવાહો પાંચ પાંવણે આવે રા ફૂંયા.
ફુંયે .... પાંચ પરચી પાવણે આવે રા.... ખરદેવાહો પાંચ પરથી પાવણે ફૂંયા.
ફુંયે.... કોઠારી નેય પાવણે આવે રા.... ખરદેવાહો કોઠારી નેય પાવણે.

ફુંયે.... ફરી કોઠારી દેવે હો નાવેરા.... ખરદેવાહો ફરી કોઠારી દેવ નાવે રા ફૂંયા.

### વેવા પેળ

એક જણ પુરુષમાંથી નારી બને તે માથે લુંગડું ઓઢી લે તેને ખળીની વચ્ચોવચ બેસાડે. તેની ફરતે હવીરિયા નાચે છે. ડોવડી વગાડે છે. કીરચા નાખે છે. ખરામાં કચરને ખાવાણામાં ચરાર છો વીચ. ઠઠે આમને ચોટકી ચીળ ચાહ્યા જમાય મારતાચીળ છો વીચ. જમાય જમાય જમતો જાજે. પોહચે ખબાર નેતો જાજે. છો વીચ ડોળીયળો પયળો બાઠો ઠોવળ નેય નાંઠો છો વીચ હલી બટકાલાયણે ગલામાં ગાઠી ટાંચ્યો થયરોત હુંનીગાઠી છોવીચ નાડીને ખાંધે બેસાડી લે છે અને નાચે છે. ત્યારે નાડી રળે છે.

### કુરગુલી પેળ

હાંય તે રમુંનીયે આયા રોય....

આતા માને બીજે આપી દેદીરા આતા રોય....

હાંય તે રમુજનીયે વરદાબેના રોય.....

તોરે વગારતે માને જીરૂની ગમેયે વરદાવે ના રોય....

કાકા તોરે દાતુણે કીડં વાળી આપીરા કાકારોય આતા તુને પાણી કીડં કાળી આપીરા આતા રોય....

આયા તુને થાલ્યેમાં ખાવાણ કીડં આપીએ આયા રોય....

### ચૂનો પૂંજવાણં પેળ

કન્યાને પરણાવી એટલે પછી ચૂલો પૂંજવો પળે. બધા ચૂલા પાસે જાય છે અને ડોવળી વગાડે છે. નાચવાવાળા નાચે છે. ભગત ચૂલો પૂંજે છે

ફુંયે.... ફરીન હાડં.... ખરદેવાહો ફરીન હાડં

ફુંયે.... ખાલી હાડં.... ખરદેવાહો ખાલી હાડં

કુંયે.... પાણી તાત કરવાણા હોડં.... ખરદેવાહો પાણી તાત કરવાણા હાડં.

કુકળં ખાહું રોવા છો.....બોકળં ખાહું રોવા છો....
ઠેકલે ખાહું રોવા છો....ઠેબરે ખાહું રોવા છો....
કુંહા ખાહું રોવા છો ....પાતરે ખાહું રોવા છો....
ફાખરો ખાહું  રોવા છો....

## હોળી પેળ

હોળી સળગાવે છે. એક ઘાસનો પૂળો સળગાવે છે અને ફરતે બધા નાચે છે. પછી હોળીની ફરતે નાચણું પાળે છે. હોલકારા ગાય છે.

હોલી બાય આવી વરહી દીહો પૂછે પટનાય ખરે પૂછે પટનાય ખર તે ખુગીરીપાળં સે ખુગીરીયાલ યે પટનાય ઘર. બીજા હોલકારા ગાય.

– હોલ્યે બૂમને કારીનાહે બૂમ વેંચી વેંચી ખાહું ખુમ છો વીચ.

આમ કરતાં કરતાં હજવાળું થવા આવે છે. એટલે બધા વારા ફરતી કોતરડે સ્નાન કરી આવે છે. અને જે દેવ ગોવાળ દેવ જવાના છે ત્યાં રવાના થવાની તૈયારી કરવા માંડે છે.

દિવસ ઉગતાની સાથે ખળીમાંથી સૌ નાચતા કૂદતા ગીતો ગાતા, ડોવળી વગાડતા દેવલાકડીથી ઠોકતા નાચતા નાચતા જે ગાલ્લીઓ જોડેલી હતી તેની નજીક જાય છે. અને દરેક ગાલ્લી જોડેલી છે તેમને ધૂપ કરે છે. હનવાણિયું પાણી છાંટે છે. ખળીમાં દીવો સળગાવે છે અને બધા જેતે ગાલ્લીમાં પોતપોતાની સગવડે બેસી જાય છે. ભગત રજા આપે એટલે જે પ્રમાણે ગાલ્લી ઊભી છે તે જ પ્રમાણે પાછી અહીં આવે ત્યાં સુધી સંયમ-વફાદારી રાખવાની હોય છે. બધાં બળદગાડાં દીવાની રાઉંડ એક મારે છે અને પછી રવાના થાય છે.

દેવસ્થાનથી જરા ૧૦૦ મીટર જેટલી દૂર નદીકિનારે ઉતારો (પળાવ) કરે છે અને ત્યાં ગોળ ફરતેની બળદ ગાડા ઊભા રાખે છે અને ત્યાં જ છોડી મૂકે છે.

બળદોને પાણી નદીએ પાવા જાય અથવા ઘણા લાકડાં લેવા જંગલમાં પણ જાય અને ઘણા જે રસોઈ માટે લાવેલા માલ-સામાન કાઢીને રસોઈ બનાવે.

સાંજ પડવા આવી એટલે બધા પોતપોતાની સગવડે તાપણાં સળગાવે છે. પાંચ સાત-તાપણાં સળગાવે છે અને ખળીને ચોખ્ખી કરીને આખી રાત નાચે છે. થૂંણે છે અને તોળ હોરો રોવા છો બોલતા જાય તેમ તેમ પેળા પ્રમાણે ગાતા જાય છે.

એવા પેળાં આખી રાતમાં ૭૦ જેટલા આવે છે અને તે પ્રમાણે તોળહો રો ... રોવા છો માં વણી લેવામાં આવે છે.

## નાણી

રવિવારનો દિવસ સવારે મળસકે અજવાળું થતાં પહેલાં ભગત-હવીરિયા ડોવડીવાળા, કીરચાવાળા, મરઘાવાળા, ઘાંઘળીવાળા, ભંડારાવાળા, દેવસામાનવાળા, બકરાવાળા સૌ દેવ જવાની તૈયારી કરે છે.

ગોવાળ દેવ (અથવા કોઈ પણ દેવ) નાં દર્શન કરવા જતાં પહેલાં નાણીએ સ્નાન કરવું ફરજિયાત છે અને પ્રથમ નાણીએ પૂજા કરવાની હોય છે એને 'મોલ' જવાના કહેવામાં આવે છે.

નદીકિનારે નાણીનું સ્થાનક હોય, ત્યાં પાણીમાં સ્નાન કરે. નાણીએ સ્નાન કર્યા પછી દારૂ, તાળી, બીડી, સિગારેટ તમાકુ, ગાળ-કે અપ શબ્દ બોલવા પર પ્રતિબંધ છે. એ જે આદત હોય તે પણ જ્યાં સુધી ગોવાળદેવ સ્થાનક કે જઈ પૂજાવિધિ ન પતે ને આપણે ઉતારાની ખળી સુધી ન પહોંચીએ ત્યાં સુધી બંધનકર્તા રહે છે. પછી ભગત પાણી બીડી, દારૂ પીવાની છૂટ આપે છે. જ્યાં સુધી છૂટ નથી મળતી ત્યાં સુધી આ નિયમોનું પાલન કરવું જ પડે છે.

સ્નાન કરી ચોખ્ખાં કપડાં પહેરી નાણીની પૂજા કરવા ગીત ગાતા-નાચતા ડોવળી વગાડતા, કીરચો ગાતા, તાસાં વગાડતા ત્યાં જ નાણી પહોંચે. ભગત પૂંજ મૂકે છે. ભગત મંત્રો બોલે છે ને નાણીને મનાવી લે છે. નાળિયેર ફોળે છે. સિંદુર,

કંકુ, ફળ-ધૂપ કરે છે.

ફૂંયે.... હનાનાણી.... ખરદેવાહો હનાનાણી ફૂયાં.
ફૂંયે.... રૂપાનાણી.... ખરદેવાહો રૂપાનાણી ફૂયાં.
ફૂંયે.... દૂદનાણી.... ખરદેવાહો દૂદનાણી ફૂયાં.
ફૂંયે.... ફૂનનાણી.... ખરદેવાહો ફૂન નાણી ફૂયાં.
ફૂંયે.... હીરવીનાણી.... ખરદેવાહો હીરવીનાણી ફૂયાં.
ફૂંયે.... પાનકી નાણી.... ખરદેવાહો પાનકીનાણી ફૂયાં.

ઉબૂ...બૂ....બૂ....સૌ.... ઉબૂ....બૂ....બૂ....બૂ....દેવ લાકડી ઠોકે તોળ હોરો...રોવા છો... તોળહો રો રોવા છો....ગાય.

તોળ હોરો રોવા છો...
હનાનાણી....રોવા છો.... રૂપાનાણી રોવા છો
દૂદાનાણી.... રોવા છો.... ફૂનાનાણી રોવા છો
હીરવીનાણી....રોવા છો....

ત્યાંથી આગળ જતાં નાકેદાર આવે. નાકેદાર પેળ પૂજા કરવી પડે છે.

નાળિયેર, સિંદૂર, કંકુ, ફૂલ, દીવો, ચોખા ચઢાવે છે અને હરખીવાળાનો હરખ સમાતો નથી. ત્યાંથી બાજુમાં ઝાપેદાર, હકમીદાર, છળીદાર, બાતમીદાર, ચોકીદાર ને નાળિયેર, સિંદૂર કંકુ, ઘી, તેલ, દીવો, ફૂલ, ચોખ્ખા, મરચું, ઈંડું ચઢાવવામાં આવે છે. અને પછી હવે આગળ ચાલે છે. નાચતાકૂદતા આનંદમાં જો આનંદમાં નાકેદારોનાં નામ લેતા જાય છે. નાચતા જાય છે અને ગાતા જાય છે.

તોળ હોરો....રોવા છો.... તોળ હોરો....રોવા છો
નાકેદાર રોવા છો.... છાપેદાર.....રોવા છો
હુકમીદાર રોવા છો..... છળીદાર....રોવા છો
બાતમીદાર રોવા છો.... ચોકીદાર.... રોવા છો

## ગોવાળદેવ

ગોવાળદેવના મોંહલમાં આંગણામાં હરખી આવી પહોંચે છે. બધા પોતપોતાનું સાધન લઈને પૂર્વથી ઉત્તર-પશ્ચિમ-દક્ષિણ ધ્યાન રાખીને ગોળ ગોળ ફરતા જાય અને દેવને આંગણે નાચતા જાય. ભગત અને ભોગારી દેવસામાનની કોઠારી લઈ દેવ ગોવાળદેવની આગળ બેસે છે અને મંત્ર બોલે છે.

ગોવાલદેવ દાદા તો દરબારે આમે દળતે ને પળતે નાચતે ને કૂદતે ફૂખેને તીર હે. નાકખીહળી કરતે ને ચાન તે તોરે દરબારે આવી પૂગેંમ. આમારે ખરમાં કોઈ હી ખખળો ફબળો હોવોની જોજો. આમારે ખરમાં કોઈ માંદ-તાતપળવ ની જોજે. ગામમાં કોઈ ભૂખે-તીરહ જોજો.

ખેતીવાડીમાં કોઈ જાતણે રોગ ની આવવો જોજે ને પાક હાશે પાકવો જોજે.

અમે કાચા માથાણા માનવીણે જે કાંઇ ફૂલ હોવની હોય તે તું માફ કરી દેજે રા દેવા.

ભોગારીને ભગત દેવને દીવા દિવેટ ને દેવસામાન અર્પણ કરે છે

અને નાચવાવાળા નાચે. ગીતો ગાય છે અને થુણે પણ છે. અને ચાપકા પણ ફેરવે છે. વડની મૂળની છળ પણ પોતાના જોરે શરીર પર ફટકારે છે. મારે છે, અને દરેક ચાલા પ્રમાણે નાચતા જાય. બહેનો ગીતો ગાય. નાચે છે. આખરે દેવપૂજા પૂરી થાય છે.

બકરાને દેવ આગળ લઇ જવામાં આવે છે. બકરાને ફૂલહાર પહેરાવે છે. કપાળે કંકુ-સિંદૂરના ચાંદલો કરે છે. ચાર પગે પાણી થોડું હનવાણિયું છાંટે છે અને બકરાને દેવ આગળ બકરાના આગળના બે પગ વાળીને નમન કરાવે છે અને ભગત ચોખા નાખી દેવને અર્પણ કરે છે અને ત્યાંથી દેવથી મુક્ત કરે છે.

મરઘાને પણ દેવને નમન કરાવે છે અને દેવને અર્પણ કર્યા બાદ ત્યાંથી મુક્ત કરે છે.

નારિયેળ ફાડે છે. સિંદૂર-કંકુનો ચાંદલો દેવને કરે છે. દીવો ઘી-તેલનો કરે છે, જે

દેવસામાન લાવેલા હોય તે દેવને ચઢાવે છે.ધજા એક જગ્યાએ મૂકે છે, તોરણ દેવના દરવાજે ટાંગે છે. લીલોતરી દેવને ચઢાવે છે,દૂધ દેવને ચઢાવે છે.

દેવ-ઘોડા મરદ-સ્ત્રી-ગાય-ભેંસ-કોઢ-ગોળા, હાથ-પગ-આંખ-કાન-ગોળી દેવને ચઢાવે. માટીના ઘોડા ચઢાવે છે. સગડી-બેડું ચઢાવે છે, મૂકે છે. દેવની આગળ ચોખા-અનાજ કઠોળ મૂકીને સૌ લોકો દેવની આગળ બેસે છે.

એક જણ બધાને ચોખા હાથમાં આપે છે. એક જણ કોડિયાથી સિંદૂર-કંકુનો ચાંદલો કરે છે. બધા ચોખા હાથમાં લઇ અને એક હાથથી બીજા હાથમાં આમ વારાફરતી વારો કરે છે અને ભગત બોલતો જાય છે જે આગળ પૂંજમાં વર્ણવે છે ને મંત્ર બોલે છે અને છેલ્લો જુઆર કરીને ચોખા દેવ તરફ નાખે છે. એટલે સૌ લોકો દેવ તરફ ચોખા નાખે છે અને હાથ જોડી દેવને પગે લાગે છે. અને ઘુંટણે વળીને નાક ટેકવીને દેવનાં દર્શન કરીને સંતોષ માને છે અને બધાને ભગત રજા આપે છે. તમે હવે પી શકો. ખાઈ શકો. શરીર શુદ્ધ કરી શકો. પ્રસાદ લે છે. પાછા દેવસ્થાનકેથી, મોહલ્લેથી પાછા નાચતા-કૂદતા ગીતો ગાતા પોતાનો જે ઉતારો હોય ત્યાં આવે છે.

રસોઇ તૈયાર થઇ ગઇ એટલે સૈ લોકો ગોળમાં જમવા માટે નીચે બેસી જાય છે. સાગનાં પાંદડાંની બાજમાં પીરસાય છે. દાળ-ભાત, શાક,બકરો-મરઘું પણ પીરસાય છે (જે લોકો નથી ખાતા-પીતા તે લોકો માટે દાળ-ભાત અને લીલોતરી શાક અલગ બનાવે છે.)અને તે પીરસાય છે. કોઇ આખા ગામ બાધા કોરી બાધા પણ હોય છે. એટલે કે બકરા-મરઘાનું બલિદાન આપ્યા વગરની બાધા)(અમારી જે અલગ પાનાફળિયાની બાધા છે તે કોરી બાધા છે) અમે દેવને બકરું-મરઘું ચઢાવતા નથી અને ઘણાએ ૧૯૨૨ દેવી વખતથી છોડી દીધું છે). ગામ કે ફળિયાના લોકો બધા જ ખાતા-પીતા એવું નથી પણ જાહેર દેવકામમાં નિષેધ છે. એમાં ઘણાં બકરું-મરઘું-માછલી ખાતા નથી એવા પણ છે).

બધાને અલગ રસોઇ પીરસાઈ જાય એટલે ભગત દેવ માટે એક અલગ બાજમાં પીરસે છે અને ચારે દિશામાં મુકાવે છે. દેવ માટે એક બાજ મૂકે છે અને પછી બધાને ખાવા માટે જુઆર-રજા આપે છે. બધા ખાય છે.

બધા પોતપોતાનાં બળદગાડાં જોડે છે. બધા આવેલા તેમ બેસી જાય. ડોવડી

વાગતી જાય છે. અને હરખી ધીરે-ધીરે ગામ તરફ રવાના થાય છે. રસ્તે જેતે ગામના સીમાર્યા દેવ આવતા હોય તો તેમને પોતાની ગાલ્લીમાંથી દરેક ગાડાવાળા ઘાસ થોડું નાખી દે છે. દેવકામે જતા હોય ત્યારે આવતા-જતાં આ દેવને ભૂલતા નથી અને ભૂખે મારતા નથી.

ગામ કે ફળિયા નજીક આવે ત્યારે પોતાના ગામનો દેવ હોય ત્યાં નાળિયેર ફોડે છે. પછી જે પોતાની ખળી હતી ત્યાં જઇને ભગત અમુક વિધિ કરે છે અને એ વિધિ કર્યા બાદ બધા બળદગાડાને પોતપોતાના ઘરે જવા રજા આપવામાં આવે છે.

દેવથી જે વચન આપવામાં આવેલું તે પોતાના ઘરે જઇ પોતાના કોઠી-પાલા, અનાજ રાખવાના સાધનમાં નાખવામાં આવે. જે બરકત માનવામાં આવે છે. પછી હરખીમાં જોડાયેલા લોક પોત-પોતાની રીતે સામાન્ય કામમાં હરખીના ગુણગાન ગાતા બીજા વર્ષ સુધી હરખીની રાહ જુએ છે.

૧૫ ઓક્ટોબર, ૨૦૧૦ના રોજ સાપુતારામાં યોજાયેલ મેળામાં હરખીનૃત્ય રજૂ કરનાર કલાકારોના નામ

**કીરચો-ભગત**

મનોજભાઈ અમરસિંહ ચૌધરી, ઉંમર-૫૬

◈

**દેવલાકડી**

રાજુભાઈ ઝુમાસિંહભાઈ ચૌધરી, ઉંમર-૩૪

તનયકુમાર અલ્લુભાઈ ચૌધરી, ઉંમર- ૨૨

નંદુકુમાર મનુભાઈ ચૌધરી, ઉંમર -૩૧

શ્રીકાંતભાઈ જે ચૌધરી, ઉંમર - ૨૫

આશિષકુમાર અરવિંદભાઈ ચૌધરી, ઉંમર-૨૩

ઈચ્છુભાઈ સોલાભાઈ ચૌધરી, ઉંમર- ૬૧
કીર્તીકુમાર મુકેશભાઈ ચૌધરી, ઉંમર- ૧૨
દેવજીભાઈ ગુમાનભાઈ ચૌધરી, ઉંમર-૭૦
ચીમનભાઈ મોતીભાઈ ઢોડિયા, ઉંમર-૪૯

◈

**ઘુમટુ**

ઈશ્વરભાઈ લલુભાઈ ઢોડિયા, ઉંમર- ૪૧

◈

**ધજા-તોરણ**

સુભાષભાઈ  ઢોડિયા, ઉંમર-૩૮

◈

**મરઘો-બકરો**

મુકેશભાઈ લલુભાઈ ચૌધરી, ઉંમર -૩૦

◈

**ડુબ**

બંકિમચંદ્ર ગમનભાઈ ચૌધરી, ઉંમર- ૨૪

◈

**પાંદડાં-ધૂણી,હન**

મેહુલકુમાર કુમારસિંહ ચૌધરી, ઉંમર-૨૪

◈

**અકક્ષાણું**

અલકાબેન રશિકભાઈ ચૌધરી, ઉંમર-૩૪

◈

**કોઠારું**

રામુબેન લલ્લુભાઈ ચૌધરી, ઉંમર-૪૫

◈

**ગીતારી-નાચણું**

વર્ધાબેન નિલેશકુમાર ચૌધરી, ઉંમર-૨૪

◈

**ઘડો-પાણી**

જશુબેન દલુભાઈ ચૌધરી, ઉંમર- ૩૯

◈

**ગીતારી નૃત્ય**

અજીતાબેન ઈશ્વરભાઈ ચૌધરી, ઉંમર-૩૨
સુધાબેન અશ્વિનભાઈ ચૌધરી, ઉંમર-૩૧
શીલાબેન અશોકભાઈ ચૌધરી, ઉંમર-૨૯
કેનાબેન નવીનભાઈ ચૌધરી, ઉંમર-૩૩
સવિતાબેન પ્રભાતભાઈ ચૌધરી, ઉંમર-૩૪
સીતાબેન મહેશભાઈ ચૌધરી, ઉંમર-૩૬
નીલમકુમારી જયંતિભાઈ ચૌધરી, ઉંમર-૨૨
નીતાકુમારી જયંતિભાઈ ચૌધરી, ઉંમર-૨૪
સાધનાબેન રાકેશકુમાર ચૌધરી, ઉંમર-૨૬

◈

**સગડી બેડુ**

મંજુલાબેન નારણભાઈ ચૌધરી, ઉંમર-૩૫

◈

**ઘોડા -ધૂપ**

પૂર્ણામાબેન ઝુમાસિંહભાઈ ચૌધરી, ઉંમર-૩૧

◈ ◈ ◈